શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રન્થમાળા, નં. ૨૮.

# હિન્દુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો ઉદય.

લાયલકૃત "ધિ રાઈઝ ઑફ બ્રિટિશ ડુમિનિયન ઇન ઈન્ડિયા" નામે

અંગ્રેજી ગ્રન્થના આધારે સારાંશ રૂપે લખનાર,


**ચંપકલાલ લાલભાઈ મહેતા,**

બી. એ., એલ. એલ. બી. મુંબઇ.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ.,

આસિ. સેક્રેટરી, અમદાવાદ.





સંવત ૧૯૭૧. સન ૧૯૧૫.


કીંમત છ આના.

# શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રન્થમાળાનો ઉપોદ્ઘાત.

સુરતના વતની અને ધંધાર્થે મુંબઈ નિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૬ સપ્ટેમ્બર સન ૧૮૭૭ ના રોજ વીલ કર્યું છે. તે અન્વયે પ્રથમ સન ૧૮૮૦ માં રૂ. ૨૦૦૦ સોસાઇટીને મળ્યા. તે એવી શરતથી કે તેના વ્યાજમાંથી સામાજીક સુધારો થાય એવાં પુસ્તકો તૈયાર કરાવી છપાવવાં. સદરહુ વીલથી શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મીલકત પુસ્તક પ્રસાર માટે સોસાઈટીને અર્પણ કરેલી છે; તે અન્વયે સન ૧૮૯૪ માં ૧૮૦૦૦ ની સરકારી પ્રામીસરી નોટો પુસ્તકો તૈયાર કરાવવા તથા તે પ્રસિદ્ધ કરાવવા માટે સદરહુ વિદ્યાવિલાસી અને પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળેલી છે. તેમાંથી આજ પર્યંત નીચેનાં પુસ્તકો " શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રન્થમાળા " તરીકે પ્રસિદ્ધ થયાં છે:—

| | રૂ. આ. પા. |
|---|---|
| ૧. કઈ કઈ ન્યાતો કન્યાની અછતથી નાની થતી જાય છે, તેનાં કારણો તથા તેમાં સુધારો કરવાના ઉપાય ... ... ... ... | ૦—૭—૦ |
| ૨. માને શિખામણ... ... ... ... | ૦—૬—૦ |
| ૩. નીતિમંદિર. ... ... ... ... | ૦—૧૨—૦ |
| ૪. બાળલગ્નથી થતી હાનિ ... ... ... | ૦—૬—૦ |
| ૫. પુનર્વિવાહ પક્ષની પૂરેપૂરી સોળેસોળ આના ફજેતી ! | ૦—૫—૦ |
| ૬. ભોજનવ્યવહાર ત્યાં કન્યાવ્યવહાર. ... ... | ૦—૪—૦ |
| ૭. ધાર્મિક પુરૂષો ... ... ... ... | ૦—૪—૦ |
| ૮. ઉદ્યોગી પુરૂષો ... ... ... ... | ૦—૪—૦ |
| ૯. બેન્જામીન ફ્રાંકલીન. ... ... ... | ૧—૦—૦ |
| ૧૦. બોધકચરિત. ... ... ... ... | ૦—૪—૦ |

११. સદ્વર્તન. ... ... ... ... ... १—८—०
१२. રઘુવંશ કાવ્ય. ... ... ... ... १—०—०
१३. જાવજી દાદાજી ચોધરીનું જીવનચરિત્ર. ... ... ०—२—०
१४. ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ. ( ભા. १ લો. ) ०—१२—०
१५. ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ. ( ભા. २ જો. ) १—०—०
१६. નીતિસિદ્ધાન્ત. ... ... ... ... १—०—०
१७. ફ્રાન્સિસ બેકનનું જીવનચરિત્ર. ... ... १—४—०
१८. શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવનચરિત્ર. ०—६—०
१९. પરોપકાર. ... ... ... ... ०—१२—०
२०. ઢોરનું ખાતર. ... ... ... ... ०—४—०
२१. જગતનો અર્વાચીન ઈતિહાસ. ... ... २—०—०
२२. કીરાતાર્જુનીય કાવ્યનું મૂળ સાથે ગુજરાતી ભાષાન્તર. १—०—०
२३. વિવિધ પ્રકારના હુન્નરોપયોગી તેજાબો. ... ०—१२—०
२४. વાર્નિશ. ... ... ... ... १—०—०
२५. જીવનનો આદર્શ (બીજી આવૃત્તિ.) ... ... ०—१२—०
२६. કીર્તિકૌમુદી. ... ... ... ... ०—८—०
२७. શિશુપાળવધ-પૂર્વાર્ધ. ... ... ... १—०—०
२८. હિન્દુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો ઉદય ... ... ०—६—०
२९. રસાયનશાસ્ત્ર. ... ... ... ... ०—१०—०
३०. બ્રિટિશ હિન્દુસ્તાનનો આર્થિક ઇતિહાસ, વિભાગ १ લો. ०—१२—०
३१. જાપાનની કેળવણીની પદ્ધતિ. ... ... ... ०—१२—०
३२. શિશુપાલવધ ઉત્તરાર્ધ ( સર્ગ ११ થી २० ) ... १—०—०
३३. લૅન્ડોરના કાલ્પનિક સંવાદો; ભાગ १ લો. ... ०—१२—०
३४. ખગોળવિદ્યા. ... ... ... ... ०—१२—०

**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની ઑફિસ.**
**અમદાવાદ—તા. २६-१-१९१५.**

# પ્રસ્તાવના.

આ નાનકડા પુસ્તકમાં સર ઑલફ્રેડ લાયલે 'ધી રાઇઝ ઑફ બ્રિટિશ ડુમિનિયન ઇન ઇન્ડિયા'માં દર્શાવેલા વિચારોનું સંક્ષિપ્તમાં અનુકરણ કરેલું હોવાથી તે બાબત પ્રસ્તાવના રૂપે કંઈ પણ વિશેષ કહેવાનું હોય નહિ. આ મારા પ્રથમ પ્રયાસમાં કર્ત્તાના વિચારો બની શકે તેટલી સરળ અને સ્પષ્ટ ભાષામાં દર્શાવવા મેં યત્ન કર્યો છે અને આશા છે કે તેમ કરવામાં કંઇ ખામી રહી ગઈ હોય તો તે માટે વાચકવર્ગ દરગુજર કરશે.

ગીરગામ, મુંબઈ:
તા. ૧ લી નવેમ્બર ૧૯૦૮.

ચંપકલાલ લાલભાઇ મહેતા.

# सालवार अनुक्रमणिका.

## પ્રકરણ ૧ લું.

### હિંદી વેપાર માટેની શરૂઆતની ખેંચતાણ.



## પ્રકરણ ૨ જું.

### યુરોપ અને એશિયાની રાજદ્વારી બાબતનો સંબંધ અને તેની અરસપરસ અસર.

## પ્રકરણ ૩ જું.

### ફ્રેન્ચ તથા અંગ્રેજ ઈસ્ટ ઈન્ડીઆ કંપની.



## પ્રકરણ ૪ થું.

### ડુપ્લેની સરદારી હેઠળ હિંદુસ્તાનમાં ફ્રેન્ચ લોકો.

## પ્રકરણ ૫ મું.

## બીજો ફ્રેન્ચ વિગ્રહ.



## પ્રકરણ ૬ ઠું.

## બંગાળાની જીત.

## પ્રકરણ ૭ મું.

### બંગાળાની સ્થિતિ.



## પ્રકરણ ૮ મું.

### મરાઠા અને મ્હેસુર.



## પ્રકરણ ૯ મું.

### હિંદુસ્તાનમાં રાજકારભારનું બંધારણ.

## પ્રકરણ ૧૦ મું.

## વૉર્ન હેસ્ટીંગ્સ.

## પ્રકરણ ૧૧ મું.

### લૉર્ડ કોર્નવૉલીસના હિંદુસ્તાનમાં આવવા અગાઉનો સમય.



## પ્રકરણ ૧૨ મું.

### લૉર્ડ કૉર્નવૉલીસ.

## પ્રકરણ ૧૩ મું.

## લૉર્ડ વેલેસ્લી.

## પ્રકરણ ૧૪ મું.

## શાંતિનો સમય.



## પ્રકરણ ૧૫ મું.

## લૉર્ડ હેસ્ટીંગ્સ.

## પ્રકરણ ૧૧ મું.

### રાજ્યની સંપૂર્ણતા.

## પ્રકરણ ૧૭ મું.



## પરિશિષ્ટ ક.

# હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો ઉદય.

## પ્રકરણ ૧ લું.

## હિંદી વેપાર માટેની શરૂઆતની ખેંચતાણ.

### ૧. ઈટાલી, સ્પેન અને પોર્ટુગલ.

અનાદિ કાળથી હિંદુસ્તાન અને મલાયાના ટાપુઓ જેવા દ્રવ્યવાન તથા ફળદ્રુપ પ્રદેશો સાથેનો યુરોપ ખંડનો વેપાર દુનીઆમાં સૌથી વારે નફાકારક ધંધો ગણાતો હતો; એ કારણને લીધે દરીઆ તથા જમીન ઉપર યુરોપનાં વધારે સાહસિક અને સુધરેલાં રાજ્યોમાં પૂર્વના વેપાર સારૂ ઘણી સખત લડત લાંબા સમય લગી ચાલી હતી; અને જેમ જેમ આ રાજ્યોમાં સાહસિક ઉત્સાહ તથા દ્રવ્યનો લોભ વધતાં ગયાં તેમ તેમ તે લડતે વધારે ઉગ્રરૂપ લીધું હતું. લગભગ ૧૮ સૈકા સુધી એટલે ટોલેમીના વખતથી તે પોર્ટુગીઝો કેપ ઑફ ગુડ હોપને માર્ગે હિંદુસ્તાન આવવા લાગ્યા ત્યાં સુધી દરીઆ માર્ગે ચાલતા યુરોપના વેપારનું મથક એલેકઝાન્ડ્રીઆ હતું. ત્યારબાદ કેટલો વખત સુધી પાલમાયરામાં થઇને પૂર્વ તરફનો મુખ્ય વેપાર ચાલતો; પણ રોમન લોકોની અદેખાઇ સામે એ શહેર લાંબો વખત ટકી શક્યું નહીં. એ શહેરના નાશ પછી આઠમા નવમા સૈકામાં એશિયા સાથેના યુરોપના વેપારનું મથક કોન્સ્ટેન્ટીનોપલ થયું. પણ રાજકીય અંધેર, નાણાં સંબંધી જોરજુલમ અને પરદેશીઓના હુમલાના વમળમાં બાઇઝેન્ટાઇન સલતનતનું આલીશાન મકાન સપડાઈ જતાં વેનીસ અને જીનોઆ એકદમ સંપૂર્ણ જાહોજલાલી અને વૈભવમાં ડોલવા

લાગ્યાં, અને થોડાજ સમયમાં એશિયા ખંડની કિંમતી પેદાશો યુરોપમાં આયાત કરનારાં મુખ્ય મથક થઇ પડયાં,

પંદરમા સૈકાના અંતમાં દુનીઆના વેપારના ઇતિહાસમાં જાણવાજોગ બે મહાન બનાવો એકાએક અને લગભગ એક્કી વખતે બન્યા. એક તરફ અમેરિકાની શોધથી યુરોપના સાહસિક દેશોમાં સોના રૂપાની રેલછેલ થઇ રહી, અને તેને લીધે પૂર્વ તરફના વેપારની અણધારી વૃદ્ધિ થઈ. બીજી તરફ યુરોપથી કેપ ઑફ ગુડ હોપને માર્ગે હિંદુસ્તાન આવવાનો રસ્તો ખુલ્લો થવાથી દક્ષિણ એશિયા અને આટલાન્ટિક મહાસાગર ઉપર આવેલા પ્રદેશો વચ્ચે સીધો સંબંધ જારી થયો. એ કારણોને લીધે વેનીસ તથા જીનોઆ જેવાં શહેરોની અગત્યતામાં ઘટાડો થવા લાગ્યો, અને યુરોપની દરીઆઇ પ્રજાની રાજનીતિ ઉપર ભારે અસર થઈ. જ્યારે પોપ અલેકઝાન્ડર બોરજીઆએ દુનીઆના અદ્યાપિ પર્યન્ત નહીં શોધી કહડાયલા પ્રદેશો સ્પેન અને પોર્ટુગલ વચ્ચે વ્હેંચી આપવાનું પોતાનું ફરમાન કહાડયું ત્યારે હિંદુસ્તાન પોર્ટુગલને હિસ્સે જવાથી પોર્ટુગીઝ લોકોએ હિંદુસ્તાનના કિનારા ઉપરની પોતાની કોઠીઓ ઉપર ત્વરાથી કીલ્લેબંધી કરવા માંડી, અને અથાગ ચંચળાઇથી હિંદી મહાસાગર ઉપરનાં અગત્યનાં મથકો પોતાને કબજે લીધાં. વળી પૂર્વ તરફ યુરોપિયન લોકોની સત્તા વધતી જતી અટકાવવા માટે એલેકઝાન્ડ્રીઆ અને કોન્સ્ટેન્ટીનોપલનાં મુસલમાની રાજ્યો તરફથી જે અડગ પ્રયત્નો થયા તે પણ તેઓએ નિર્મૂળ કરવા માંડ્યા. પરિણામમાં હિંદુસ્તાન સાથેનો યુરોપનો વેપાર ભૂમધ્ય તથા કાળા સમુદ્રને માર્ગે એલેકઝાન્ડ્રીઆ તથા કાન્સ્ટેન્ટીનોપલ તેમજ વેનીસ અને જીનોઆમાં થઇને ચાલતો ધીમે ધીમે અટકી પડી પશ્ચિમ યુરોપની સાહસિક અને ઉત્સાહી પ્રજાના હાથમાં ગયો. કેટલોક વખત તો પોર્ટુગલે આ વેપારના સંબંધમાં એકહથ્થી સત્તા ભોગવી, અને

હસ્તગત થયેલી અનુપમ તકનો ઘણીજ ત્વરાથી તથા ચંચળાઈથી લાભ લીધો. તેની આ ફત્તેહ અને આબાદી ક્ષણભંગુર નીવડયાં. સને ૧૫૮૦ માં સ્પેને પોર્ટુગલને પોતાના રાજ્ય સાથે જોડી દીધું એટલે તેનું બધું જોર અને ઉત્સાહ મંદ પડી ગયાં. સ્પેનીઅર્ડોએ હાથ આવેલી તક ગુમાવી; હિંદુસ્તાન તરફ લાંબી અને કંટાળા ભરેલી મુસાફરી કરવા કરતાં અમેરિકામાંની સોના રૂપાની ખાણો ખોદવાનું તેઓને વધારે સુગમ, સ્હેલું અને સગવડ ભરેલું લાગ્યું, અને હાથ આવેલા અખૂટ ખજાનાનો યોગ્ય ઉપયોગ કરવાને બદલે તેઓએ તેનો સંગ્રહ કર્યો. રોમન લોકોના વખતથી અદ્યાપિપર્યંત હિંદુસ્તાન સાથેના વેપારથી યુરોપની દોલત તે તરફ વહી જતી હતી, પણ સ્પેનીઅર્ડો એવા ભૂલભરેલા વિચાર ધરાવતા હતા કે સોનું રૂપું નિકાશ કરવું એ દેશની દોલત ઘટાડવા જેવું હતું. આવી ખોટી વેપારી નીતિને લીધે સોના રૂપાની નિકાશ ઉપર તેઓએ જે પ્રતિબંધ મુકયા તેથી થોડો વખત યુરોપના પરદેશ સાથેના વેપારને ભારે ધોકકો પહોંચ્યો.

એમ છતાં જુજ સમયમાં આ અનહદ નફાકારક ધંધાનો જેટલો અને તેટલો મોટો ભાગ પોતાને હાથ કરવા માટે, તથા તેમાંથી બીજા દખલ કરનારાઓને જોરજુલમથી પણ દૂર કરવા માટે, યુરોપનાં સઘળાં મહાન રાજ્યોમાં ચડસાચડસી ચાલી, અને તે ટુંક સમયમાં એટલી હદ સુધી પહોંચી કે તેને અંગે મોટાં યુદ્ધ પણ થવા માંડયાં. સોળમા સૈકામાં સ્પેનીઅર્ડોએ પોતાના રાજ્યાધિકારના અંગભૂત તરીકે હિંદુસ્તાન સાથેના વેપાર ઉપર પોતાનો એકલાનોજ હક્ક છે એમ જાહેર કરતાં વલંદા લોકો જોડેની તેમની તકરારે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. સ્પેનને તેના બળવાખોર પ્રાંતો સાથે જે લડાઈ થઇ તેની અસર હિંદુસ્તાનમાં પણ જણાઈ; વિગ્રહ પૂર જોશથી ચાલ્યો. જો વલંદાઓ હિંદી મહાસાગરમાનું વહાણવટું છોડી દે તો યુનાઇટેડ

પ્રોવિન્સિસ ઉપરનો પોતાનો હક જતો કરવા સ્પેનના રાજાએ ૧૬૦૭ માં જાહેર કર્યું. પણ વલંદાઓ વેપારના હકને માટે એટલા દ્રઢ રહ્યા કે આખરે સ્પેનને તે બાબત પડતી મુકવી પડી, અને હોલેન્ડની સ્વતંત્રતા માન્ય થઈ.

## ૨. હોલેન્ડ, ઇંગ્લંડ અને ફ્રાન્સ.

આ પ્રમાણે વલંદા લોકો વેપારના છુટાપણા માટે દ્રઢપણે આગ્રહી હતા તોપણ તેમની પોતાની નીતિ તો બને તેટલી હદ સુધી એશિયાનો વેપાર પોતાના એકલાનાજ હાથમાં રાખવાની હતી. અને ૧૫૯૭ થી ૧૬૦૦ ના અરસામાં વલંદા લોકોનાં વહાણો કેપ ઑફ ગુડ હોપની પ્રદક્ષિણા કરી હિંદી મહાસાગરમાં દાખલ થયાં હતાં, પણ તેને તે તરફના સ્પેનના લશ્કરે ઘણી સખત શીકસ્ત આપી. વલંદા લોકો આથી નાસીપાસ થઈ બેસી રહે તેમ નહોતું. બે વર્ષ રહીને તેમણે 'યુનિવર્સલ ઇસ્ટ ઇન્ડીઆ કંપની' નામની એક વેપારી મંડળી હોલેન્ડમાં સ્થાપી, અને પોતાના રાજ્ય તરફથી યુનાઇટેડ પ્રોવિન્સિસને નામે લડાઈ તથા સલાહ કરવાની તેમજ લશ્કર રાખવા વગેરે બાબતની કુલ સત્તા મેળવી. ટુંક મુદતમાં આ કંપનીએ મસાલાના ટાપુઓમાંથી તથા હિંદી કિનારા ઉપરથી સ્પેનીઅર્ડો તેમજ પોર્ટુગીઝોને હાંકી કહાડી ત્યાં પોતાની કોઠીઓ સ્થાપવા, અને ત્યાંનો મુખ્ય વેપાર હસ્તગત કરવાના હેતુથી તે તરફ પ્રથમ નૌકાસૈન્ય રવાના કર્યું.

આ પ્રમાણે આખું યુરોપ પૂર્વના વેપાર માટે ખળભળી રહ્યું હતું ત્યારે ઇંગ્લંડ કંઈ નિશ્ચિંત બેઠું નહોતું. સાહસિક ઉત્સાહથી પ્રેરાઈ તેણે પણ પૂર્વ તરફ ઝોકાવ્યું, અને રાણી ઇલીઝાબેથ પાસેથી સનદ (ચાર્ટર) મેળવી, એશિયાનો વેપાર ચલાવવાના આશયથી ઇંગ્લંડમાં લન્ડન ઇસ્ટ ઇન્ડીઆ કંપની ઉભી કરી. આ કંપનીની સહાયતાથી વલંદા લોકોએ સ્પેનીઅર્ડો તેમજ પોર્ટુગીઝોને પૂર્વ તરફથી

હાંકી કહાડવાનું મોટું સાહસ આરંભ્યું. પરંતુ રાણી ઇલીઝાબેથની પછી ગાદીએ આવેલા બે સ્ટુઅર્ટ રાજાઓની અનિશ્ચિત તથા ડામાડોળ રાજનીતિને કારણે હોલેન્ડ અને ઈંગ્લંડ વચ્ચે કંઈક કડવાસ ઉત્પન્ન થયો, અને તેમાં એશિયાના વેપાર સંબંધી ઇર્ષાએ ઉમેરો કર્યો. સને ૧૬૪૦ માં પોર્ટુગલ પાછું સ્પેનથી સ્વતંત્ર થયું, એટલે પૂર્વ તરફના વેપારમાં પોતે ગુમાવેલી જગ્યા પુનઃ લેવા માટે પોર્ટુગીઝોએ કંઈક નજીવા પ્રયત્ન કર્યા, પણ આખરે તેને હોલેન્ડ સાથે તહનામું કરવાની ફરજ પડી, અને તેની રૂએ અત્યારલગી તેઓએ જે મુલક જીત્યો હતો તે વલંદા લોકોને સ્વાધીન કરી હિંદુસ્તાનના પશ્ચિમ કિનારા ઉપરનાં પોતાનાં ગોવા તથા બીજાં નાનાં બંદરો લઈ સંતોષ પકડવો પડયો. આથી ઉલટું હોલેન્ડે એશિયામાં જે જે પ્રદેશો અત્યાર સુધી જીત્યા હતા તે બધા તેનાજ કબજામાં રહે એમ મન્સ્ટરની સલાહમાં સઘળા પક્ષ તરફથી માન્ય થયે, વલંદા લોકોએ એ દિશામાં સર્વોપરી સત્તાનો દાવો કરવા માંડયો, અને એ કારણથી તેઓને અંગ્રેજો જોડે અવારનવાર ઝપાઝપી થઈ.

જ્યારે આવી રીતે વલંદા લોકો હિંદુસ્તાનમાં પોતાનો કાબુ મજબુત કરતા હતા, ત્યારે અંગ્રેજો ધીમે ધીમે આ દેશમાં દાખલ થયા હતા. મોગલ બાદશાહના ફરમાન અન્વયે અંગ્રેજોએ પહેલવહેલાં સુરતમાં સને ૧૬૧૨ માં પોતાની કોઠી સ્થાપી. ત્યારબાદ જેમ્સ રાજાના પ્રતિનિધિ તરીકે સર ટૉમસ રોએ જહાંગીર બાદશાહના દરબારમાંથી અંગ્રેજોને માટે કેટલાક ખાસ હક મેળવ્યા. થોડાંક વર્ષમાં સુરત અંગ્રેજોનું મુખ્ય મથક થઈ પડયું, અને તેમણે પૂર્વ કિનારા ઉપર આવેલાં મછલીપટમ તથા મદ્રાસમાં, અને હુગલી નદીને કિનારે પોતાનાં થાણાં ઉભાં કર્યાં. સત્તરમા સૈકાની અધવચ લગીમાં લન્ડન ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ ઇરાની અખાતથી ચીન દેશના કિનારા લગી

પોતાનો વેપાર લંબાવ્યો. વલંદાઓનો વેપાર પણ આજ દિશા તરફ હોવાથી એ બન્ને પ્રજા વચ્ચે વારંવાર અથડામણ થતી. આ અરસામાં ઈંગ્લંડમાં રાજા અને પારલામેન્ટ વચ્ચે તકરાર ઉત્પન્ન થવાથી અંગ્રેજાનો સાહસ વધતો જતો અટક્યો, કેમકે એશિયામાંના વલંદા અને પોર્ટુગીઝોને પોતપોતાનાં રાજ્યો તરફથી મનમાનતી મદદ ત્વરાથી મળતી હતી, તે વખતે અંગ્રેજોને ઈંગ્લંડ સરકારનો ઘણો નબળો કે બલકે જુજ જેવો ટેકો મળતો હોવાથી તેઓને પરદેશી હરીફો સામે ટક્કર ઝીલવામાં આપબળ ઉપર મુખ્ય આધાર રાખવાનો હતો. આ પ્રમાણે અંગ્રેજ કંપની બે રાજકીય સત્તાની સામે એક ખાનગી મંડળ તરીકે પોતાની લડત ચલાવતી હતી તેથી માંહોમાંહેની હોંસાતોંસીમાંથી જન્મ પામેલા વિગ્રહને અંતે તે ઘણી પાછળ પડી ગઈ; વલંદા લોકોએ તેની ઉપર હિંદી મહાસાગરમાં સર્વોપરી સત્તા મેળવી, અને મસાલાના ટાપુના તેમના વેપારને ભારે નુકસાન પહોંચાડ્યું. આવી અડચણો છતાં ક્રોમવેલના જાલમ રાજ્યઅમલમાં પૂર્વ તરફ અંગ્રેજોની સ્થિતિ સુધરવા લાગી. એ દરમિયાન ઈંગ્લંડ અને હોલેન્ડ વચ્ચે રાજકીય તેમજ વેપાર સંબંધી ઈર્ષા એટલી બધી વધી ગઈ કે એ બન્ને પ્રજાસત્તાક રાજ્યો વચ્ચે સને ૧૬૫૧–૫૪ માં મોટી લડાઈ ચાલી; આખરે જે સલાહ થઈ તેમાં એમ્બોઈનાના ટાપુમાં અંગ્રેજોને ઘણી ક્રૂર રીતે મારી નાખવા માટે વલંદા લોકોને એક ભારે રકમ ઈંગ્લંડની સરકારને નુકસાની તરીકે આપવાની, અને હિંદી કિનારા ઉપરના અંગ્રેજોના હક કંઈ પણ આનાકાની વગર કબૂલ રાખવાની ફરજ પડી. એમ છતાં અંગ્રેજો પ્રત્યેનો વલંદાઓનો વેરભાવ અટક્યો નહિ. તેઓએ પૂર્વ તરફ મોટાં લશ્કર તથા નૌકા ગોઠવ્યાં, અંગ્રેજોના વેપારમાં અનેક અડચણો નાંખી, અને કરેલા કોલકરારો તરછોડી કહાડ્યા. તેઓની પૂર્વે એશિયાના કિનારા

પરથી અંગ્રેજોને હાંકી કહાડયા. શિલોનનો ટાપુ સર કર્યો, જાવામાં આવેલા તેમનાં મુખ્ય બંદર બેન્ટમ ઉપર ઘેરો ઘાલ્યો, અને મસાલાના ટાપુમાંની અંગ્રેજ કોઠીઓનો નાશ કરવા ફરી એક વાર પ્રયત્ન કર્યો. આ સઘળું પુરતું નહોય તેમ સને ૧૬૫૮માં શાહજહાનના છોકરાઓમાં ઉત્પન્ન થયલા કલેશથી હિંદુસ્તાનમાંના અંગ્રેજોના વેપારની સ્થિતિ ભયભીત થઈ, છતાં બે વર્ષની ચાલુ ખુનરેજી પછી ઔરંગજેબે પોતાના ભાઇઓ ઉપર જીત મેળવી એટલે દેશમાં પુનઃ શાંતિ પ્રસરી, અને વેપાર રોજગાર નિયમિત રીતે ચાલવા લાગ્યો. હિંદુસ્તાનમાં ઔરંગજેબ બાદશાહનું ગાદીએ બેસવું અને ઈંગ્લંડમાં બીજા ચાર્લ્સનું રાજ્યારોહણ એ બે બનાવો એકજ અરસામાં થયા, અને એ બન્ને અંગ્રેજોના હિંદુસ્તાન સાથેના સંબંધના ઇતિહાસમાં અગત્યના નીવડયા. ઈંગ્લીશ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીને વધુ સત્તા જોઇતી હોવાથી, અને કંપનીના ચાર્ટર (સનદ) માંથી ક્રોમવેલનું નામ કહડાવી નાખવાની ચાર્લ્સ રાજાની ખાસ મતલબ હોવાથી તેણે કંપનીને નવો ચાર્ટર કરી આપ્યો, જેની રૂએ તેને ખ્રિસ્તી નહીં હોય એવી હરકોઇ પ્રજા સાથે લડાઈ તથા સલાહ કરવાની સત્તા મળી. આવી રીતે અંગ્રેજ કંપનીની સ્થિતિ સુધરતી જોઇને પોર્ટુગલે તેની સાથે એકત્ર થવાનો મનસુબો કર્યો. એમ કરવામાં તેનો મુખ્ય હેતુ એ હતો કે અંગ્રેજોની મદદથી હિંદુસ્તાનમાંના પોતે ગુમાવેલા પ્રદેશો પાછા મેળવવા, અથવા તો જે કંઈ મુલક તેના કબજામાં રહેવા પામ્યો હતો તેમાં વલંદા લોકોનો પગપેસારો થતો અટકાવવો. આ બાબતની વિષ્ટીઓ ચાલતી હતી તેના ફળ તરીકે એશિયા ખંડમાં વલંદા લોકોની સામે પોર્ટુગીઝોને પોતાનો બચાવ કરવામાં મદદ કરવાની ઈંગ્લંડની કરેલી કબુલાતને પેટે પોર્ટુગીઝોએ સને ૧૬૬૧માં મુંબઇનો ટાપુ અંગ્રેજોને આપ્યો, પણ પોર્ટુગીઝોને જેટલો વલંદા લોકોનો ત્રાસ હતો તેટલાજ અંશે તેઓ અંગ્રેજોથી અદેખા હોવાથી, મુંબાઈ અને સેન્ટ હેલિ-

નાના ટાપુઓની સંપૂર્ણ માલકી તેમને છેક સને ૧૬૬૯ની સાલ સુધી મળી નહોતી. સને ૧૬૬૧ માં ચાર્લ્સ રાજાએ અંગ્રેજ કંપનીને પૂર્વ તરફનો સઘળો વેપાર ચલાવવાની, ત્યાં સીક્કા પાડવાની, ન્યાય કરવાની તથા તેના કામમાં દખલ કરનારાને સજા કરવાની પરવાનગી આપી; અને ખ્રિસ્તી નહીં હોય એવાં રાજ્યો સાથે લડાઈ તથા સલાહ કરવાની અંગ્રેજ કંપનીને અગાઉ આપેલી પરવાનગી મંજુર રાખી.

પોતાના કટ્ટા દુશ્મનો સામે લડત ચલાવી એશિયાના વેપારમાંથી પોતાનો સરખો હિસ્સો મેળવવા ખાતર ઈંગ્લંડે પોતાની પ્રજાના હાથ મજબુત કરી આપ્યા.

આ પ્રમાણે અંગ્રેજ કંપનીની સ્થિતિ સુધરતાં તેમની પ્રત્યે વલંદા લોકોનો ક્રોધ ઉશ્કેરાયો; અને તેમાં ઈંગ્લંડે ફ્રેન્ચ લોકોને ડનકર્કનો ટાપુ વેચી નાખવાથી, અને તે કારણે ફ્રેન્ચ લોકો હોલેન્ડની પડોશના દરીઆમાં દાખલ થવાથી તેના ગુસ્સાનો પાર રહ્યો નહીં. પૂર્વ તરફનાં પોતપોતાનાં સંસ્થાનોની બબતમાં એ બેઉ પ્રજા વચ્ચે ઘણી સખત તકરારો થઈ, કારણ પોતાના એશિયા સાથેના વેપાર ઉપર અંગ્રેજોને તરાપ મારતાં અટકાવવા વલંદાઓ નિશ્ચય પૂર્વક હતા. આ વખતે ફ્રાન્સના ચૌદમા લુઈ રાજાએ યુરોપખંડમાં જે મહાન કાર્ય આરંભ્યું હતું તે ઉપર ઈંગ્લંડનું ધ્યાન ન દોરાય તે હેતુથી અંગ્રેજોની સામા વલંદા સાથે તે મળી ગયો, અને કોલબર્ટની સલાહથી ફ્રેન્ચ ઈસ્ટ ઈન્ડીઆ કંપની સ્થાપી. વલંદા તથા અંગ્રેજો વચ્ચે દરીઆ ઉપર થયલાં અનેક સખત યુદ્ધને પરિણામે બન્ને પ્રજા નબળી પડી ગઈ, અને ફ્રાન્સની યુરોપ તેમજ એશિયામાંની યુક્તિઓ પ્રત્યે બેઉ સરખી રીતે વ્હેમાઈ ગયેલાં હોવાથી પોતા વચ્ચે પડેલી વેપાર સંબંધી તકરારનો સલાહસંપથી નિવેડો આણવાની શરતે તેઓએ બ્રેડા આગળ સને ૧૬૬૭ માં તહનામું કર્યું.



# પ્રકરણ ૨ જું.

## યુરોપ અને એશિયાની રાજદ્વારી બાબતનો સંબંધ અને તેની અરસપરસ અસર (ઈ. સ. ૧૬૬૦—૧૭૦૦)

### ૧. યુરોપની સ્થિતિ.

હિંદુસ્તાનમાં આવી શરૂઆત ઉપરથી અંગ્રેજી રાજ્ય કેવી રીતે વધવા પામ્યું ને તેને કેવા કેવા સંજોગો વચ્ચેથી પસાર થવું પડયું તથા તે માટે લાંબા કાળ સુધી ચાલેલી લડતમાં ઈંગ્લંડે યુરોપખંડની બીજી પ્રજાઓનો કેવી રીતે પરાજય કર્યો એ બરાબર સમજવા માટે સત્તરમા સૈકાની આખેરીએ યુરોપની રાજ્યદ્વારી સ્થિતિ કેવી હતી તે તરફ આપણું લક્ષ દોડાવવાની જરૂર છે. કારણ ઈંગ્લંડની પૂર્વ તરફની ફત્તેહ એ કેટલેક અંશે પશ્ચિમમાં ફ્રાન્સે કરેલી ભૂલો તથા હોલેન્ડના કમનસીબપણાનું અનિવાર્ય પરિણામ હતું. આ સમયે ઈંગ્લંડનો અન્ય રાજ્યો સાથેનો સંબંધ અનિશ્ચિત અને વિચીત્ર રીતે ગુંચવાડા ભરેલો હતો. સને ૧૬૬૫માં હોલેન્ડ અને ઈંગ્લંડ વચ્ચે દુશ્મનાવટ ચાલતી હતી; ૧૬૬૬ માં ઈંગ્લંડના પ્રતિપક્ષિ તરીકે ફ્રાન્સ હોલેન્ડને મળી ગયું; પણ બે વર્ષ રહીને ઈંગ્લંડ, હોલેન્ડ અને સ્વીડને એકત્ર થઈ ફ્રાન્સની સામે 'ટ્રીપલ એલાયન્સ' યાને ત્રિરાજ્યસંધિ કરી. ત્યાર પછી સને ૧૬૭૨ માં હોલેન્ડ ઉપર હુમલો લઈ જવાના હેતુથી ફ્રાન્સ અને ઈંગ્લંડ જોડાઈ ગયાં; પણ સને ૧૬૭૮માં ફ્રાન્સની સામા એક બીજાનો બચાવ કરવાની મતલબે ઈંગ્લંડ અને હોલેન્ડ પાછાં એકત્ર થયાં. આ પ્રમાણે ઈંગ્લંડ તેમજ બીજા દેશોના અરસપરસના

વલણુ સંબંધી જે ફેરફારો ઝપાટાબંધ થયા તે સઘળા એશિયાના વેપારને અવલંબીને થયા હતા. પૂર્વ તરફના ઇંગ્લંડના વેપારની સલામતી માટે એ અવશ્યનું હતું કે હોલેન્ડની તે તરફની સત્તા દાબમાં રહે, પણ યુરોપમાં તેની સત્તા વધતી જતી જોવામાં ઇંગ્લંડનું હિત સમાયલું હતું. કારણ હોલેન્ડના ધાકને લીધે ફ્રાન્સ જે હમણાં હમણાં યુરોપખંડમાં દરેક બાજુએ પોતાનું પ્રબળ વધારતું હતું, અને નૌકાને જેમ બને તેમ જોરાવર કરતું હતું તે કંઇક હદમાં રહે. યુરોપખંડમાં જ્યારે આ સ્થિતિ હતી ત્યારે સને ૧૬૭૨માં ડીલાહેની સરદારી હેઠળ એક ફ્રેન્ચ નૌકાસૈન્ય હિંદુસ્તાન તરફ હંકારાયું, અને તેણે સિલોનમાં ટ્રીકોમાલીનું સુંદર બંદર તથા મદ્રાસની પાસે આવેલા સેન્ટ થોમી નામના નાનકડા બંદર ઉપર ફ્રાન્સનો વાવટો ઉડતો કર્યો. ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે આ અરસામાં સલાહ હોવાથી હિંદુસ્તાનમાંની અંગ્રેજ કંપની ફ્રાન્સના તે તરફના પગપેસારાને અટકાવી શકી નહીં.

સત્તરમા સૈકાના અંતમાં ફ્રાન્સના ચૌદમા લુઈ રાજાનું ધ્યાન અતિ લોભી તથા નુકસાનકારક લડાઈઓમાં રોકાઇ ગયું હતું, અને વલંદા લોકો પોતાના બચાવને માટે મરણીઆ થઈ લડતા હતા, એટલે ઇંગ્લંડને જે બે દરઆઇ બળવાળાં રાજ્યો તરફથી પૂર્વના વેપાર બાબત ધાસ્તી હતી તે બન્ને યુરોપખંડ ઉપર એક મહાન યુદ્ધમાં ગુંચવાઇ ગયલાં હતાં. સને ૧૬૯૭ માં જ્યારે રીઝવીકની સલાહથી આ મહાભારત યુદ્ધનો અંત આવ્યો ત્યારે હોલેન્ડનું બળ ઘણુંજ ઘટી ગયલું માલમ પડયું, અને હિંદુસ્તાન તરફ મોટી મોટી સ્વારીઓ મોકલવાની સામગ્રી તેની પાસે ભાગ્યેજ રહી. એમ છતાં કોલબર્ટની આગેવાની હેઠળ ઈસ્ટ ઈન્ડીઝમાં સ્થાપેલી ફ્રેન્ચ કોઠીઓને વલંદા લોકોએ ઘણું નુકસાન પહોંચાડયું, અને જ્યારે યુરોપમાં ફ્રાન્સની હાર થવા માંડી ત્યારે દેશના વેપારની વૃદ્ધિ કરી પૂર્વ તરફ સંસ્થાનો

સ્થાપવા માટેની કોલબર્ટની ડહાપણ ભરેલી તથા અગત્યની સલાહ તરછોડી કહાડી લુઈ યુરોપમાંજ પોતાના કામમાં એટલો બધો મશગુલ થઈ ગયો કે આખરે તે હિંદુસ્તાન તરફ પોતાનું લક્ષ દોડાવવા માટે બીલકુલ અશક્ત નીવડયો. ટુંકમાં ફ્રેન્ચ અને વલંદા લોકોએ યુરોપમાં એક બીજાનું જોર ભાંગી અંગ્રેજોને હિંદુસ્તાનમાં પોતાનું કામ બીન હરકતે કર્યા જવાને આડકત્રી રીતે જોગવાઈ કરી આપી. આ વખત પછી ધીરે ધીરે વેપારમાં તથા સંસ્થાન સ્થાપવામાં યુરોપનાં રાજયોમાં ઈંગ્લંડ પહેલી પંક્તિએ આવતું ગયું.

**૨ હિંદુસ્તાનની સ્થિતિ**—જ્યાં સુધી દિલ્હીના બાદશાહનો અમલ રાજયના દૂરના ભાગમાં પણ અસરકારક રીતે ચાલતો, અને મલબાર તથા કોરોમંડળ કિનારા ઉપર આવેલા પ્રદેશોમાં મોગલ સલ્તનતના પ્રતિનિધિની સત્તા સર્વમાન્ય હતી ત્યાં સુધી પોતાની કોઠીઓ બાંધવા માટે જમીનની બક્ષિસ અથવા બીજા જે કાંઈ હકો તથા પરવાના મોગલ દરબાર તરફથી મળતા તેથી અંગ્રેજ વેપારીઓ સંતુષ્ટ રહ્યા. દિલ્હીના રાજ્યકુટુંબના માંહોમાંહેના કલેષ તથા લાંબા કાળ સુધી ચાલેલી જુલમી રાજનીતિને લીધે જ્યારે મોગલ રાજ્યની પડતી થવા માંડી, અને શહેનશાહતના દૂર પડેલા પ્રદેશોમાં અશાંતિ પ્રસરી, એટલે પ્રચલિત સ્થિતિનો લાભ લઈ પોતાની સલામતીને માટે અંગ્રેજોએ કિલ્લેબંધી કરવા માંડી. આજ વખતે મરાઠા સરદાર શિવાજીએ દક્ષિણમાં લૂટફાટ શરૂ કરી અને કરનાટક તેમજ પશ્ચિમ કિનારા પરનાં અંગ્રેજ સંસ્થાનો ઉપર હલ્લો કર્યો. સુરતના નવાબ તથા બીજા મોગલ પ્રતિનિધિઓ શિવાજીને અટકાવવામાં નિષ્ફળ નિવડ્યા તે સમયે ઔરંગજેબ અફઘાનિસ્તાનમાં ઉઠેલું હુલ્લડ દાબી દેવાની વ્યર્થ કોશિશ કરતો હોવાથી તેનાથી દક્ષિણ હિંદુસ્તાન તરફ ધ્યાન અપાયુ નહીં. આખરે અથાગ મહેનતથી કંટાળી જઈ જ્યારે તેણે તે કામ પડતું

મુકી દક્ષિણ તરફ પ્રયાણ કર્યું ત્યારે મરાઠાઓની સ્થિતિ ઘણી મજબૂત થઇ હતી, અને સને ૧૬૮૦ માં થયલા શિવાજીના મરણ પછી તેના પુત્ર સંભાજીએ પિતાને પગલે ચાલી બાદશાહી લશ્કરને જાથુકની લડાઇથી થકવી નાખ્યાં હતાં. આ વખતે ગોલકંડા અને બીજાપુરનાં મુસલમાની રાજ્યો હસ્તીમાં હોત તો મરાઠા લોકો આટલી ત્વરાથી અને જોરમાં વધવા પામત નહીં. ઔરંગઝેબને હાથે થયેલા તે રાજ્યોના નાશ પછી મરાઠાઓને ફાવે તેમ કરવાની સંપૂર્ણ છૂટ મળી હોય તેમ વર્ષોનાં વર્ષ સુધી તેમણે મોગલ લશ્કરને હંફાવ્યું. દક્ષિણ હિંદમાં મરાઠાના વધતા જતા દોરને લીધે તે તરફ દિલ્હીની ગાદીની સત્તા નબળી પડી ગઈ, અને તેથી અંગ્રેજી તેમજ બીજી પરદેશી કંપનીઓએ સ્વરક્ષણ માટે બનતો પ્રયાસ કરી પોતાનાં સંસ્થાનો મજબુત કર્યાં. સર્વોપરી સત્તાનું પ્રબળ કમી થવાની સાથે શહેનશાહતના દૂરના ભાગમાં સ્થાનિક અધિકારીઓનો જુલમ વધી ગયો, અને વેપારીવર્ગની મુસ્કેલીની હદ રહી નહીં. રાજ્યના હલકા અધિકારીઓએ જોરજુલમથી અને ધૂનમાં આવે તેટલા પૈસા વેપારી કંપનીઓ પાસે ઓકાવ્યા, અને જે હકો તેમને મહાન મોગલ દરબાર તરફથી મળ્યા હતા તે લૂંટી લેવા અનેક પ્રયત્ન કર્યા. આ હકીકતમાં અંગ્રેજ કંપનીની ખાત્રી થઈ કે પોતાના સંસ્થાનના રક્ષણ માટે પોર્ટુગીઝ તેમજ વલંદાની માફક કિલ્લેબંધી કર્યા વગર છુટકો નહોતો. અગરજો આવા જુલમાત સામે અંગ્રેજ કંપનીએ પોતાથી બનતો બચાવ કર્યો, તોપણ તેમને લાગ્યું કે મોગલ સત્તાથી સ્વતંત્ર થવા માટે પોતાના કબજામાંના પ્રદેશ ઉપર ઈંગ્લંડનો વાવટો ઉડતો કરવાનો વખત આવી લાગ્યો નહોતો. કારણ સત્તરમા સૈકામાં મોગલ શહેનશાહતની સત્તાનો કરબ ઢીલો પડયો હતો છતાં તે એટલી બધી નિર્મૂળ થઇ નહોતી કે અંગ્રેજો તેની દરકાર કર્યા વિના દરીઆ કિનારા ઉપર ફાવે તેમ કરી

શકે. સને ૧૬૮૭માં ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ ઉદ્ધતાઇથી ઔરંગઝેબ બાદશાહ સામે દુશ્મનાઈ જાહેર કરી તે વખતે સંભાજીને ફાંસી દેવાથી દક્ષિણની હિંદુ પ્રજા ધર્માંધ ઔરંગઝેબની સામે એકે પગે થઈ નહોત તો તેજ વખતે અંગ્રેજોને પોતાનાં ઉછાંછળાં વર્તન માટે મોટો ભોગ આપવો પડત.

જ્યારે મોગલ રાજ્યની પડતીની શરૂઆતમાં હિંદુસ્તાનમાં અંગ્રેજોની સ્થિતિ ઉપર મુજબ સુધરતી ગઈ, ત્યારે યુરોપમાં ફ્રાન્સ અને હોલેન્ડ વચ્ચેની કટ્ટી દુશ્મનાવટે એ બેઉ પ્રજાની ઈંગ્લંડ સામે દરીઆ ઉપર હરીફાઈ કરવાની સઘળી સામગ્રી તથા બળને તોડી ફોડી નાંખ્યાં. ફ્રાન્સ અને હિંદુસ્તાન ઉપર એક સરખી રીતે સ્વચ્છંદી બાદશાહો અમલ કરતા હતા. ચૌદમા લુઈએ ફ્રાન્સમાં અને ઔરંગઝેબે હિંદમાં જે રાજનીતિ ગ્રહણ કરી હતી, ને તેને લીધે જે માઠાં પરિણામ નિપજ્યાં હતાં, તે એક બીજાને ઘણી સારી રીતે મળતાં આવતાં હતાં. એ બાદશાહો ગાદીએ આવ્યા ત્યારે બેઉનાં રાજ્યનો કીર્તિધ્વજ પૂર દમામમાં ઉડી રહ્યો હતો; પણ બન્ને જણાએ કાંઈ પણ આંચકો ખાધા વગર પોતાની આસપાસનાં નબળાં રાજ્યો ઉપર હુમલા કર્યા, અને અનેક ખરચાળ, નુકસાનકારક તથા અવિચારી લડાઈઓ કરી પોતાનાં રાજ્યોના સ્થિરતાને મોટો ધોકો પહોંચાડ્યો. બુરબોન તેમજ મોગલ દરબાર તરફથી પ્રજા ઉપર ધર્મની બાબતમાં અનેક રીતે જુલમ થતો; બન્ને ઠેકાણે સ્થાનિક અમલદારોને અભાવે સઘળી રાજ્યની સત્તા એકજ હાથમાં જમા થવાથી ખુલ્લી રીતે બેહદ લાંચ રૂશવત લેવાતી, અને હલકા ખુશામતખોર હજુરીઆ શહેનશાહને મરજી મુજબ નચાવતા. અડધી સદીના અંધેર કારભારથી બન્ને રાજ્ય ભયંકર જોખમમાં આવી પડ્યાં, પણ એજ પડતી અંગ્રેજ પ્રજાના પૂર્વ તરફના વેપારના ઉત્કર્ષનું કારણભૂત થઈ.

**૩ પૂર્વના વેપારની અગત્યતા**—આ સ્થિતિ અનુસાર જો કે આ સમયનો હિંદુસ્તાનનો રાજકીય મામલો અંગ્રેજ લોકોના વેપારને અનુકૂળ હતો, તોપણ તેઓને માટે એક વેપારી મંડળ ઉપરથી સાદું સ્થાનિક સ્વરાજ્ય ભોગવતા થવાનું કાર્ય દુર્ઘટ હતું. મોગલ સત્તાની વધતી જતી નબળાઈને લીધે અંગ્રેજના વેપારને અનેક હાનિઓ પહોંચતી, તેઓનાં સંસ્થાનની આસપાસ થતી ઝપાઝપીથી તેઓ ભયમાં આવી પડતા અને વારંવાર તેમને નાણા સંબંધી નુકસાન વેઠવું પડતું. આ સંજોગમાં તેઓએ પુખ્ત વિચાર કરી સ્થાનિક અમલદારોથી સ્વતંત્ર થવા ઠરાવ કર્યો, અને આવક જેમ બને તેમ વધારવા માટે પોતાના આડતીઆઓને સૂચના કરી. આ ઉપરથી આપણને અનુમાન કરવાને કારણ મળે છે કે મોગલ રાજ્યની પડતીને લીધે હિંદુસ્તાનની થઈ પડેલી અસ્તવ્યસ્ત સ્થિતિ જોઈ અંગ્રેજ જેવી ચંચળ પ્રજાને પણ રાજ્યની ગંધ આવવા લાગી, અને વેપારી લાભને વળગી નહીં રહેતાં એક મહાન કાર્ય આરંભવાની રાહ જોવા લાગી. મદ્રાસ અને મુંબઇના તેમના કિલ્લાઓ જોઇએ તેવી સારી હાલતમાં હતા, તેમજ બંગાળામાંનો ફોર્ટ વિલિયમ દુશ્મનો સામે બચાવ કરી શકે એવો હતો. એક નિયમિત વહીવટ હેઠળ પોતાનાં સઘળાં સંસ્થાન મુકવાના વિચારથી કંપનીએ સને ૧૬૮૭ માં એક મોટું લશ્કર ઈંગ્લંડમાં તૈયાર કર્યું. લડાઈ તથા સલાહ કરવાની પોતાના પ્રતિનિધિની સત્તા માટે રાજા જેમ્સની બહાલી મેળવી, અને દેશી નોકરો તરફથી જે અપમાન તથા નુકસાન કંપનીને ખમવું પડયું હતું તેનો બદલો મોગલ સરકાર પાસેથી મેળવવા સર જૉન ચાઇલ્ડને ખાસ હુકમો આપી હિંદુસ્તાન મોકલ્યો. સલતનતની પડતીમાં પણ દિલ્હીના બાદશાહ છેક બળહીન થયા નહોતા. પશ્ચિમ હિંદુસ્તાનમાં બાદશાહી સત્તાનો અનાદર કરવા કંપની તરફથી પ્રયત્ન થતાં ઔરંગ-

જેએ મુંબઇની કોઠી ઉપર કરેલા હલ્લાને પરિણામે અંગ્રેજોની હાલત ઘણી કફોડી થઈ ગઈ. મદ્રાસ અને બંગાળામાં પણ અંગ્રેજોએ મોગલ લશ્કરને હાથે માર ખાધો. સને ૧૬૮૯માં સર જૉન ચાઇલ્ડનું મરણ નિપજવાથી અંગ્રેજોની લડાયક નીતિનો અંત આવ્યો; અને ઔરંગજેબે જાણે ઈંગ્લંડના રાજાની આજીજી ભરેલી અરજ ઉપરથી અંગ્રેજોનાં અપકૃત્યો માટે તેમને માફી બક્ષી હોય તેમ એક ગંભીર ફરમાન કહાડ્યું. આવી કોઈ પણ અરજ મોગલ દરબારમાં નહીં મોકલેલી હોવાથી કંપનીના ડાયરેકટરો વાજબી રીતે ગુસ્સે થયા; પણ આ વખતે તકરાર કરવાનું સલામતી ભરેલું નહોતું.

બીજાં દશ વર્ષમાં મોગલ સલતનતને ખમવી પડતી મુસ્કેલીઓ વધતી ચાલી, અને રાજ્યનો અંત દેખીતી રીતે નજદીક આવતો જણાયો. ઈરાનમાંથી પરદેશી લશ્કરની મદદ લઈ ઔરંગજેબના એક છોકરાએ ઉત્તર હિંદુસ્તાન ઉપર સ્વારી કરી; દક્ષિણનાં મોટાં રાજ્યો મહારાષ્ટ્ર, મ્હૈસુર તથા કરનાટક ભાગ્યેજ દિલ્હીનું ઉપરીપણું સ્વીકારતાં, કેમકે ઔરંગજેબના મૃત્યુ બાદ આખા હિંદમાં થોડા સમયમાં કેવા મહત્વના ફેરફાર થશે તે માટે સર્વત્ર ધાસ્તી પ્રસરી હતી. આ સઘળી અસ્થિરતાએ પરદેશી સંસ્થાનોને સ્વચ્છંદી અમલદારો, હુલ્લડખોરો તથા લુટારૂ ટોળાં સામે, તેમજ છેલ્લે એક બીજા સામે પોતાનો બચાવ કરવા માટે પોતાનીજ યુદ્ધસામગ્રી ઉપર વધારે ને વધારે મુસ્તકીમ રહેવાની ફરજ પાડી. યુરોપમાં પણ સને ૧૬૯૦ થી ૧૬૯૭ સુધી લડાઈ ચાલી હતી; અંગ્રેજ કંપનીનાં હિંદુસ્તાનથી પાછાં ફરતાં વહાણોને ફ્રેન્ચ લોકો હેરાન કરતા; વલંદા લોકો યુરોપમાં ઈંગ્લંડના મળતીઆ હતા છતાં એશિયામાં અંગ્રેજોની આબાદી જોઈ તેઓની ઈર્ષાનો પાર રહ્યો નહીં.

આ ઉપરાંત સને ૧૬૯૮માં એક પ્રતિસ્પર્ધી વેપારી મંડળ ઈંગ્લંડમાં ઉભું થવાથી ઘણોજ ગુંચવાડો થયો. દરેક કંપની પોતાના

વિરોધીનો નાશ કરવા મથતી; દરેક મોગલે દરબારમાં એલચીઓ મોકલી આશરો મેળવવા તજવીજ કરી; પ્રપંચી સ્થાનિક અમલદારોએ બન્નેને લડાવી મારી વારાફરતી દરેકને મદદ કરવાનો ઢોંગ કર્યો, અને બેઉ પાસે લાંચ લીધી. નવી કંપનીએ પૂર્વ તરફનો વેપાર પોતાના એકલાના હાથમાં રહે તેવી એક સનદ બ્રિટિશ સરકાર પાસેથી માગી અને તેના બદલામાં વીસ લાખ પૌંડની રકમ સરકારી તીજોરીમાં ભરવાની કબુલાત આપી, એજ હકીકત બતાવે છે કે એશિયા સાથેનો વેપાર તે સમયે કેટલો નફાકારક હતો.

ઘણા કડવાસ ભરેલા વ્યવહાર પછી બેઉ અંગ્રેજ કંપનીઓ સને ૧૭૦૨ માં જોડાઈ ગઈ. આ નવી કંપનીનું નામ 'ધી ઈંગ્લીશ ઈસ્ટ ઈન્ડીઆ કંપની' હતું; તેણે રાણી એનના રાજ્યારોહણ પછી દક્ષિણ એશિયામાં પોતાની સ્થિતિ સુધારવા માટે તન, મન અને ધનથી અથાગ મહેનત કરી. બીજાં ૧૫૫ વર્ષ લગી હિંદુસ્તાનનો વહીવટ જે કંપનીએ ચલાવ્યો તેને હવે દુનીઆમાં સૌથી ધનાઢ્ય શહેર તથા સફર કરતી અંગ્રેજ પ્રજા તરફથી સંપૂર્ણ ટેકો મળ્યો, અને ઈંગ્લંડની સરકારે તેના કામકાજમાં જોઈતી સગવડ કરી આપવાની મહેરબાની કરી. આવા અનુપમ લાભો, પ્રજા તથા સરકારનો ટેકો અને હિંદમાં લશ્કર ઉભાં કરી લડાઈ તથા સલાહ કરવાની સત્તા, કિલ્લેબંધ સંસ્થાનો તથા લડાયક વહાણો આ સર્વેથી કંપનીના હાથ એવા મજબુત થયા કે કોઈપણ સુબેદારની વિરૂદ્ધતા નિર્મૂળ કરવાને તે સશક્ત હતી. વેનીસ અને જીનોઆના ઇતિહાસ ઉપરથી એટલું તો સાબીત થયું હતું કે પોતાના પાડોશીઓથી દોલત અને સુધારામાં મોટે અંશે ચહડીઆતી પણ સંખ્યામાં નાની જાતો લશ્કરી મદદથી વેપાર ચલાવી મહાન કાર્યો કરી શકે છે. યુરોપના દરીઆમાં એશિયાનો વેપાર ફતેહમંદીથી એક હાથ કરી સ્વતંત્ર રાજ્યોની

રાજધાની બાઇઝેન્ટાઇન સામ્રાજ્યની પડતી પછી ઇટાલીનાં આ શહેરોએ લીવાંટમાંથી ગ્રીક લોકોને હાંકી કહાડી કિનારા પરનાં અગત્યનાં સ્થાનોનો કબજો લીધો, અને જેવી રીતે વલંદા તથા અંગ્રેજોએ હિંદી મહાસાગરમાંનો વેપાર ઉપાડી લીધો હતો તેવીજ રીતે તેણે ભૂમધ્ય સમુદ્રનો વેપાર હાથ કર્યો. બસો વીસ વર્ષ લગી ગ્રીસની આસપાસના નાના નાના ટાપુઓ ઉપર અમલ ચલાવનાર શહેર શીઓસ જીનોઆની એક વેપારી કંપનીની માલકીનું હતું. ગ્રીસ અને એશિયા માઇનરના કિનારા ઉપર એક વખત ચાલેલા ઇટાલીઅન અમલની નિશાનીઓ હજી પણ ત્યાં માલમ પડે છે. એશિયામાંથી આવતી ચહડાઈ સામે ગ્રીશીઅનો તેમજ ઇટાલીઅનો પોતાનો બચાવ કરી નહિ શકવાથી ધીમે ધીમે તેમનો નાશ થયો. એમ છતાં જ્યારે આવાં નાનાં શહેરો આપ બળ ઉપર મુસ્તાક રહી વેપારી તેમજ રાજ્યદ્વારી બાબતમાં આટલાં બધાં મહત્વનાં કામ સ્હેલાઇથી કરી શકે એ બાબતનો આપણે વિચાર કરીએ ત્યારે એક અંગ્રેજ વેપારી કંપનીને સ્વદેશથી હજારો માઇલ દૂર આવેલા પ્રદેશોમાં રાજ્ય સ્થાપવાનું સ્વાભાવિક રીતે દુર્ઘટ હતું તે સ્હેજ જણાશે.

અત્યાર સુધી ફ્રેન્ચ તેમજ અંગ્રેજ લોકોએ હિંદુસ્તાનમાં જે કાંઈ કર્યું હતું તે માત્ર પોતપોતાના વેપારની સુધારણા અર્થે હતું, અને તેઓ રાજકીય બાબતથી અલગ રહ્યા હતા. પણ તેઓનાં વધતાં જતાં બળ, દેશી રાજ્યોની નબળાઇ, ખીલતી જતી વેપારી તિક્ષણતા, અને યુરોપમાં ફ્રાન્સ તથા ઇંગ્લંડ વચ્ચે ચાલતી તકરાર એ સઘળાંની સંયુક્ત અસર હેઠળ બન્ને કંપનીઓએ વેપારી હરીફાઈ મુકી દઈ રાજકીય ઉપરીપણું મેળવવા યાહોમ ઝોકાવ્યું.

# પ્રકરણ ૩ જું.

## ફ્રેન્ચ તથા અંગ્રેજ ઈસ્ટ ઈન્ડીઆ કંપની.

### ૧. હિંદુસ્તાનનો મામલો. (ઈ. સ. ૧૭૦૭—૧૭૪૦)

જેવી રીતે યુરોપમાં સ્પેનના રાજા ચાર્લ્સ બીજાના મરણ બાદ તેના વારસોમાં મહાન યુદ્ધ થયું, અને તેને અંતે સ્પેનના રાજ્યના ભાગ પડી ગયા, તથા સામાન્ય રીતે યુરોપના રાજકીય બંધારણમાં મોટો ફેરફાર થયો, તેવીજ રીતે સને ૧૭૦૭ માં થયલા ઔરંગજેબના મરણથી મોગલ શહેનશાહત તુટી, અને પરિણામમાં આખા એશિયા ખંડની રાજદ્વારી વ્યવસ્થામાં ભંગાણ પડયું. એશિયાના મધ્ય પ્રદેશોમાં હમણાં જે ખળભળાટ તથા ગેરબંદોબસ્ત ચાલતો હતો તે સઘળાં સોળમા સૈકાથી ઈરાન તથા હિંદુસ્તાનમાં અમલ ચલાવતા રાજકુટુંબોની અસ્થિરતા તથા તેમની પડતી સૂચવનારાં ચિન્હ હતાં; હવે સુધારા તથા અગત્યના ફેરફાર વિનાના કાળનો અંત પાસે આવતો હતો, અને મોટી જીત મેળવવાનો સમય શરૂ થતો હતો.

મોગલ બાદશાહ ઔરંગજેબના મરણ પછી શરૂ થયલી માંહોમાંહેની લડાઈમાં કંઈ પણ અવનવું નહોતું; કારણ હિંદુસ્તાનમાં ખાલી પડેલી ગાદી ઉપરનો હક સાધારણ રીતે તરવારથીજ નક્કી થતો. બાદશાહી કુટુંબના દરેક રાજ્યકર્ત્તાને પોતાના વારસા માટે લડાઈમાં ઉતરવું પડયું હતું, અને ખરૂં જોતાં મોગલવંશની મજબુતાઈ આવી રીતે થતી લડાઈમાં દરેક ગાદીએ આવનારને અમલ ચલાવવાની પોતાની શક્તિની જે કસોટી કરવી પડતી હતી તેને લીધેજ ટકી રહી હતી. પણ ઔરંગજેબનું મરણ ઘણી મોટી ઉંમરે થવાથી તેના

કુટુંબીઓમાં રાજ્ય માટે ટંટો થશે એમ અગમચેતી થઈ રહી હતી, અને દરેક પક્ષે પોતાની તૈયારી પણ કરી રાખી હતી. ગાદીએ બેસતાં જે મહાન રાજ્ય ઔરંગજેબે સંપાદન કર્યું હતું તેને તેણે આખર ઘડીએ છેકજ અવ્યવસ્થિત કરી મુક્યું હતું. તેણે રાજ્યની હદ બેસુમાર લંબાવી હતી, અને તે હમણાં એટલું તો વિસ્તીર્ણ થયું હતું કે ગમે તેમ જોડી દીધેલા પ્રાંતોને તથા પરસ્પર વિરોધી જાતોને કાબુમાં રાખી શકે એવો સશક્ત પુરૂષ તેના વારસોમાં હતો નહિ. મરાઠા સરદારોની લુંટારૂ ટોળીઓ ભટકતા લશ્કરની માફક હિંદના મધ્ય તથા પશ્ચિમ તરફના પ્રદેશો ઉપર ફરી વળવા લાગી. દક્ષિણ પ્રાંતોની મહાન સુબેદારી નિઝામે લઈ લીધી, અને જાતે સ્વતંત્ર થઈ બેઠો. એક સાહસિક અફ્ઘાને બંગાળા પોતાને હસ્તગત કર્યું; પંજાબમાં શીખ લોકોએ માથું ઉચકવા માંડયું; એક પ્રબળ અમલદારે અયોધ્યામાં પોતાની ગાદી સ્થાપી; અને વધારે દૂરના ભાગોમાં ખોટા દાવાદારો અમલ સ્થાપવામાં ગુંથાઈ ગયા. બાબરની અગાધ શક્તિ અને હિંમતથી સોળમી સદીની અધવચમાં જે અમલનો પાયો નંખાયો હતો તે હવે નિસ્તેજ તથા નિર્વિર્ય થઇ ગયો. મોગલ શહેનશાહતના પૂર્ણ જાહોજલાલીના વખતમાં કાબુલ અને કંદહાર પણ દિલ્હીના રાજ્યછત્ર હેઠળ હતાં, પણ ઔરંગજેબનાજ અમલમાં મોગલ લશ્કરને ત્યાંથી હાંકી કહાડવામાં આવ્યું હતું. પરદેશી હુમલા સામે બચાવ કરવા માટે હિંદુસ્તાનના વાયવ્ય કોણ તરફ મજબુત કીલ્લેબંધીની હંમેશ જરૂર હોવાથી જ્યારે અફ્ઘાનિસ્તાન મોગલ બાદશાહના હાથમાંથી નીકળી ગયું, ત્યારે હિંદુસ્તાન પાછું તેવા હુમલાનો ભોગ થઇ પડયું. ઔરંગજેબના મરણ પછી ત્રીશ વર્ષે નાદીરશાહ નામનો ઈરાની લુંટારો અફ્ઘાનિસ્તાનને વિકટ માર્ગે દિલ્હી ઉપર ઉતરી આવ્યો, અને તે કમનસીબ શહેરની અસંખ્ય અને કમકમાટ ઉપજાવે તેવી ખુનરેજીમાં એકનો

ઉમેરો કરી સિંધુ નદીની પશ્ચિમનો સઘળો મોગલ પ્રદેશ તાબે કરી શહેનશાહતને મરણતોલ હાલતમાં મૂકી પાછો પોતાને વતન સીધાવ્યો. આ પ્રમાણે સરહદ એક વખતે ખંડિત થવાથી બે વર્ષ રહીને નાદીરશાહના લશ્કરમાંની એક ટુકડીના સરદાર અહમદશાહ અબ્દલ્લીએ અફઘાનિસ્તાનમાં રહીને સને ૧૭૪૮થી ૧૭૫૧ સુધીમાં આખું પંજાબ જીતી લીધું. ઉત્તરમાં જ્યારે આ મામલો હતો ત્યારે હિંદુસ્તાનને બીજે છેડે મરાઠાઓ મધ્ય પ્રાંતમાં નાશકારક રેલની માફક ફરી વળતા હતા. ટુંકમાં હુલ્લડખોર સુબેદારો, ફીતુરી જાતોના આગેવાનો તથા ભાડુતી ટોળાંઓના ઉપરીઓ વચ્ચે સખત ઝપાઝપી થયા પછી જુદા જુદા પ્રાંતો તથા સુબેદારીઓના ટુકડા પડી ગયા, મોટાં રાજકીય તોફાનમાં હિંદી પ્રજા ધણી વગર આમ તેમ અફળાવા લાગી, અને તેનો બચાવ કરી જાનમાલનું રક્ષણ કરે તેવી કોઈ પણ માનુષી અથવા અમાનુષી સત્તા કબૂલ રાખવાને આતુર થઈ. અર્થાત્ જ્યારે લાંબા કાળથી ચાલી આવેલી રાજ્યપદ્ધતિ સંપૂર્ણ રીતે ખેદાનમેદાન થઈ ત્યારે પ્રજા કોઈ અગ્રેસર અથવા રક્ષકને અભાવે છિન્નભિન્ન થઈ ગઈ હતી.

**૨. દક્ષિણ હિંદુસ્તાનમાં ફ્રેન્ચ તથા અંગ્રેજો. (૧૭૧૫–૧૭૪૯)**—આવા ગડબડાટના સમય દરમિયાન હિંદુસ્તાનમાં ફ્રેન્ચ અને અંગ્રેજ લોકોએ રાજકીય રંગભૂમિ ઉપર પહેલવહેલો દેખાવ દીધો. આપણે ઉપર જોયું તેમ યુરોપની પ્રજામાં પોર્ટુગીઝો પહેલા હિંદુસ્તાન આવેલા, પણ હવે તેઓ વેપારમાં છેકજ શિથિલ થઈ ગયા હતા. વલંદા લોકો જે તેમની પછી આવ્યા હતા તેમણે પણ પોતાનાં મથક ફ્રેન્ચ અને અંગ્રેજો આવવા પછી હિંદુસ્તાનમાંથી ઉપાડી સિલોન, જાવા, બોર્નીઓ તથા મસાલાના ટાપુ તરફ ખસેડયાં, અને તેમની ઇસ્ટ ઇન્ડીયા કંપની સને ૧૭૨૮ માં નાશ પામી. સને ૧૭૨૨ માં

ઑસ્ટ્રીઆના બાદશાહે ઑસ્ટ્રીઅન નેધરલેન્ડસના વેપારીઓના ઑસ્ટેન્ડ ઇસ્ટ ઇન્ડીયા કંપની નામના મંડળને પૂર્વ તરફ વેપાર કરવા તથા હિંદુસ્તાનના રાજાઓ સાથે સલાહ કરવા વગેરે બાબતો માટે એક સનદ આપી; પણ ઈંગ્લંડ, ફ્રાન્સ અને હોલેન્ડ તેની સામે એકત્ર થઈ જવાથી એ કંપની ટુંક જીંદગી ભોગવી ભાંગી પડી. આથી ઉલટું ફ્રેન્ચ લોકો ધીમે ધીમે હિંદુસ્તાનમાં આગળ વધતા ગયા અને તેણે પોતાની સ્થિતિ મજબૂત કરી. સને ૧૭૧૩ માં પુરા થયલા દારૂણ યુદ્ધથી ફ્રેન્ચ લોકો જો કે ઘણાજ નબળા પડી ગયા હતા છતાં તે પછીનાં ત્રીસ વર્ષની શાંતિ દરમિયાન તેઓએ પોતાની સામગ્રી ઘણી વધારી દીધી હતી, તથા સાહસિક જુસ્સો ઉત્તેજીત કર્યો હતો. સને ૧૭૧૫ ના અરસામાં કોરોમાંડલ કિનારા ઉપર અંગ્રેજ સંસ્થાનની લગોલગ તેમણે પોતાની કોઠીઓ સ્થાપી, અને તેઓના પૂર્વના વસાહતની રાજધાની, પોન્ડીચેરી ધીમે ધીમે આબાદ થયું. શરૂઆતમાં આવેલા ફ્રેન્ચ ગવર્નરો લીનોર અને ડુમાસે કંપનીનું કામ ઘણાજ ડહાપણથી તથા ચતુરાઈથી ચલાવ્યું. ડુપ્લે જે અત્યાર લગી હુગલી ઉપર ચંદ્રનગરની કોઠીના કુશળ ઉપરી તરીકે વખણાયો હતો, તે જ્યારે સને ૧૭૪૧ માં ડુમાસની જગ્યાએ આવ્યો ત્યારે તે કંઈ પણ વખત ખોયા વગર કંપનીનું હિત વધારવાને પોતાની હિમ્મતભરી અને મહાન યોજના અમલમાં મૂકવામાં ગુંથાયો.

આ પ્રમાણે યુટ્રેચ્ટના તહનામાથી યુરોપમાં થયલા સમાધાન પછી હિંદુસ્તાનના વેપાર માટે માત્ર ફ્રાન્સ અને ઈંગ્લંડજ હરીફ તરીકે રહ્યાં. એ બન્ને દેશો વચ્ચે જે રસાકસી ચાલી તે શરૂઆતમાં તિક્ષણ પણ વિરોધ રહિત હતી, અને માત્ર વેપારમાં સર્વોપરી કોણ થાય તેજ સંબંધી હતી; કારણ વૉલપોલ અને ફ્લુઅરી જેવા કાબેલ તથા બાહોશ પ્રધાનોના એકત્ર પ્રયત્નથી એ બન્ને દેશો વચ્ચે

આશરે ૧૭૪૦ લગી મિત્રાચારી રહી હતી. હિંદુસ્તાનમાંની બન્ને કંપનીઓ સંગીન તથા સર્વ સામગ્રીથી ભરપૂર હતી, અને પોતપોતાનાજ કામમાં મશગુલ રહેતી; કોઠીઓ તથા આડત સ્થાપતી અને જે રાજ્ય અથવા પ્રાંતની હકુમત નીચે તેઓનાં થાણાં હતાં. તેમનાં અંદરનાં કામકાજમાં ભાગ્યેજ માથું મારતી. ઉક્ત મંડળોની સ્થિતિ તથા બંધારણ ઈંગ્લંડ તથા ફ્રાન્સના પ્રજાકીય લક્ષણ તથા તેનાં તે વખતનાં રાજકીય બંધારણનો આબેહુબ ચિતાર આપતાં. ફ્રાન્સમાં ઇસ્ટ ઇન્ડિઆ કંપનીને ત્યાંની સરકાર સાથે ઘણો ઘાડો સંબંધ હતો અને કંપનીને સરકાર પાસેથી અવારનવાર પૈસા ઉપાડવાની જરૂર પડતી હોવાથી હમેશાં કંપનીનું કામકાજ સરકારની મુનસફી ઉપર રહેતુ. આ સ્થિતિમાં જો કોઈ નિપુણ પ્રધાને હિંદુસ્તાનના મામલા ઉપર યોગ્ય લક્ષ આપ્યું હોત તો કંપનીનો વહીવટ મહત્ત્વનાં રાજદ્વારી તત્વોને અનુસરીને ચલાવવામાં આવ્યો હોત. પણ અશક્ત હાકેમોને લીધે ઉપસ્થિત થતા અસંખ્ય ગુંચવાડા, અનીતિ તથા દુર્ભાગ્યમાં પંદરમા લુઇનું રાજ્ય ગરક થઈ જવાથી કંપનીને જે સત્તાધિકારી ટેકો મળતો તે તેને ભારે થઈ પડયો. એથી ઉલટું અંગ્રેજ કંપની બ્રિટિશ સરકારની દેવાદાર હોવાને બદલે નાણાંની મોટી રકમો તેણે ઇંગ્લંડની સરકારને ધીરી હતી. સત્તાવાળાની મહેરબાની કરતાં પાર્લામેન્ટમાંના લાગવગ ઉપર વધારે આધાર રાખી, પોતાનો વહીવટ સ્વતંત્ર રીતે ચલાવવાથી તથા હોંશીઆર અને અનુભવી અમલદારોની સલાહ તથા નીમેઆનીથી અંગ્રેજ કંપની વધુ ને વધુ આબાદ થતી રહી.

હિંદુસ્તાનમાં અંગ્રેજી અને ફ્રેન્ચ બન્ને કંપનીઓની સ્થિતિ તથા સાધનો શરૂઆતમાં જોઇએ તેવાં સારાં અને સરખાં હતાં. કોરોમાંડલ કિનારા ઉપરનાં તેમનાં સંસ્થાનો દેશની અંદરના ભાગના વેપારને માટે,

તેમજ બંગાળાના અખાતની બન્ને બાજુએ ચાલતા વેપારનાં મુખ્ય ધામ તરીકે અગત્યનાં હતાં. તે ઉપરાંત આ વખતે સિલોનનો ટાપુ વલંદા લોકોના હાથમાં હોવાથી મલ્લાકાની સામુદ્રધુની તથા પૂર્વ એશિયામાંના તેમના ધીકતા વેપારના રક્ષણ સારૂ તે દરીઆઇ લશ્કરનાં મથકની ગરજ સારતાં હતાં. વળી મોગલ રાજ્યની પડતીની અસર શહેનશાહતના દૂરના પ્રદેશોમાં ત્વરાથી લાગવાથી દક્ષિણ હિંદુસ્તાનમાંનાં પરદેશી સંસ્થાનો બંગાળામાંની કોઠીઓ કરતાં વધારે ને વધારે સ્વતંત્ર થયાં. પશ્ચિમ કિનારા ઉપર મરાઠાઓ હવે પરદેશી વેપારીઓને અમુક હદમાં રહેવાને ફરજ પાડી શકે એટલા જોરાવર થયા હતા. કોરોમાંડલ કિનારા ઉપરનાં અંગ્રેજ અને ફ્રેન્ચ કંપનીનાં મદ્રાસ અને પોન્ડીચેરીનાં થાણાંને કિલ્લેબંધી કરવામાં આવી હતી, અને ત્યાં પુરતાં હથીઆરબંધ લશ્કર મૂકવામાં આવ્યાં હતાં. એ બન્ને થાણાં દક્ષિણની સુબેદારી હસ્તક કર્નાટકના મોટા પ્રાંતની હકુમત હેઠળ હતાં. આ સુબેદારી મોગલ બાદશાહે આસફજા નામના સરદારને નિઝામ–ઉલ્–મુલ્કના ઇલકાબ સહિત આપેલી; પણ પાછળથી તેની સત્તાના પ્રબળથી ગભરાઈ જઈ દીલ્હીદરબારે તે છીનવી લેવા પ્રયત્ન કર્યો, ત્યારે આસફજાએ પોતાની બદલીએ આવેલા સરદારને મારી હઠાવી દક્ષિણમાં પોતાની સત્તા બેસાડી, અને શહેનશાહતનો એક બળવાન ખંડીઆ રાજા થઈ પડયો. ત્યાર બાદ ઉત્તર હિંદુસ્તાન ઉપર નાદીરશાહે કરેલા હુમલાથી થયલા ગેરબંદોબસ્તનો લાભ લઈ નર્મદા નદીની દક્ષિણે આવેલો સઘળો મુલક, કર્નાટક સુદ્ધાં, આસફજાએ પોતાના અમલ હેઠળ લઇ લીધો, અને પોતાના વંશજો માટે દક્ષિણ હૈદ્રાબાદમાં એક રાજગાદી સ્થાપી. આ વખતે તેણે દિલ્હીની સર્વોપરી સત્તા નામની કબૂલ રાખી હતી, પણ ખરૂં જોતાં તે તેનાથી તદ્દન સ્વતંત્ર હતો. એવીજ રીતે કર્નાટક પ્રાંતમાં સાઆદતઉલ્મા પણ કેટલેક અંશે

સ્વતંત્ર થઇ બેઠો; પણ તેના મરણ પછી તેના વારસાને માટે ઉત્પન્ન થયલી તકરારને પરિણામે જે ગેરવ્યવસ્થા થઈ તે જો કે નિઝામે દાબી દીધી તોપણ તેથી અંગ્રેજ તેમજ ફ્રેન્ચ સંસ્થાનોની આસપાસના મુલકના સ્થાનિક અમલદારોની હકુમત દેખીતી રીતે નબળી પડી ગઈ. અહીંઆંજ આગળ સને ૧૭૪૫ માં, ફ્રાન્સ અને ઈંગ્લંડ વચ્ચે યુરોપમાં લડાઈ જાહેર થયાની ખબર મળતાંજ, ફ્રેન્ચ અને અંગ્રેજ લોકો વચ્ચે પહેલવહેલી ઝપાઝપી થઈ. બેઉ પ્રજા વચ્ચે આર્ય ભૂમિ ઉપર જે રાષ્ટ્રીય દ્વંદ્વયુદ્ધ એક બાજુની સંપૂર્ણ હાર થતાં સુધી કકડે કકડે અઢાર વર્ષ સુધી ચાલ્યું તેની આ દુશ્મનાવટ માત્ર શરૂઆત જ લેખી શકાય.

જ્યારે સને ૧૭૪૧માં ડુપ્લેની ફ્રેન્ચ ઈસ્ટ ઈન્ડીઆ કંપનીના ડાયરેકટર જનરલ તરીકે નિમણુંક થઈ, ત્યારે તેની અગાડીના વહીવટદારોએ જે નિપુણતા, વિશાળ બુદ્ધિ, પ્રતિષ્ઠા તથા ચાતુર્ય દાખવ્યાં હતાં તેનું અનુકરણ કરવાનું તથા દેશી સત્તાધિકારી સાથે તેઓએ જે ઘાડો સંબંધ બાંધ્યો હતો તે નભાવવાનું કામ ડુપ્લેને માથે આવી પડયું. અત્યાર આગમજ કાંઈ પણ ધાંધલ વિના માહી અને કરીકલ ફ્રેન્ચના કબજામાં આવ્યાં હતાં, અને સને ૧૭૪૦ માં મરાઠાઓએ કર્નાટક ઉપર હલ્લો કર્યો ત્યારે પોન્ડીચેરીના કિલ્લાના રક્ષણ હેઠળ તે તરફના મુસલમાન રાજાઓએ પોતાનાં કુટુંબ તથા દોલત મુકી ફ્રેન્ચ સંસ્થાનની અગત્યમાં વધારો કર્યો હતો. આટલું છતાં જ્યાં સુધી ચકોર અને મહત્વાકાંક્ષી ડુપ્લેએ ફ્રેન્ચ જનસ્વભાવ વેપાર કરતાં ચડાઇને વધારે અનુકૂળ છે એમ ખુલ્લી રીતે જાહેર કરી પોતાની કંપનીને અગત્યના કાર્યક્ષેત્ર ઉપર દોરવી નહિ, ત્યાં સુધી ફ્રેન્ચ લોકોની નેમ માત્ર પોતાના વેપારનું રક્ષણ કરવા તથા તેને વધારવા સિવાય બીજી તરફ ફરી નહોતી. દુરઅંદેશ ડુપ્લેએ ભવિષ્ય ભાખ્યું કે યુરોપમાં

ઈંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે યુદ્ધ થતાં તેમની વેપારી મંડળીઓ વચ્ચે વધતી જતી અદેખાઇને લીધે હિંદુસ્તાનમાં પણ તોફાન સળગી ઉઠશે. તેથી દેશની રાજકીય રંગભૂમિ ઉપર પોતાની કંપની માટે યોગ્ય સ્થાન મેળવવાના હેતુથી તેણે આસપાસના સરદારો સાથે મસલહત ચલાવવા માંડી, અને હિંદી અમીર ઉમરાવોની માફક ભારે આડંબર આદર્યો; પોતાના લશ્કરી ખાતાની સુધારણાને માટે કાંઈ પણ મહેનત કરવાનું બાકી રાખ્યું નહિ; અને દરીઆમાર્ગે પોન્ડીચેરી ઉપર હલ્લો થાય તો તે સામે ટકાવ કરવાને જરૂરની કિલ્લેબંધી કરી.

સને ૧૭૪૪ માં યુરોપમાં લડાઈ જાહેર થતાં દક્ષિણ એશિયામાં ઈંગ્લંડ અને ફ્રાન્સ એ બેમાંથી કોણે રાજ્ય સ્થાપવું એ નક્કી કરવા માટેના યુદ્ધરૂપી નાટકના પહેલા અંકની શરૂઆત થઈ. આપણે યાદ રાખવાનું છે કે આ મહત્વના મુદ્દાનો ફેંસલો, કેટલાકો ધારે છે તેમ, કોરોમાન્ડલ કિનારા ઉપર થયલી ઝપાઝપી ઉપરથી અથવા દેશી રાજ્યો સાથે કરેલા કોલકરારોની ફત્તેહ અથવા નિષ્ફળતા ઉપરથી કરવાનો નહોતો. પરંતુ આ બે મહાન પ્રજાઓમાંથી દરીઆ ઉપર સરસાઈ મેળવવામાં કોણ ફત્તેહ પામે તેના ઉપર આ મુદ્દાનું નિરાકરણ અવલંબી રહ્યું હતું.



# પ્રકરણ ૪ થું.

## ડુપ્લેની સરદારી હેઠળ હિંદુસ્તાનમાં ફ્રેન્ચ લોકો.

**૧. ફ્રાન્સ તથા ઇંગ્લંડ વચ્ચે લડાઈ**—સને ૧૭૪૪ માં જ્યારે ફ્રાન્સ અને ઇંગ્લંડ વચ્ચે યુરોપમાં લડાઈ જાહેર થઈ ત્યારે ફ્રેન્ચ સરદાર લાબુરડને કેટલાંક વહાણો સહિત ઇંગ્લંડનાં જતાં આવતાં વેપારી વહાણો લૂટવાને અગર તેનાં હિંદી સંસ્થાન ઉપર હલ્લો કરવાને મોરીશીઅસ આગળ તત્પર થઈ રહ્યો હતો. પણ ઈસ્ટ ઈન્ડીઝમાં એ લડાઈના છાંટા ઊડતા અટકાવવાના હેતુથી જ્યાં સુધી સને ૧૭૪૫ માં એક બ્રિટિશ કાફલો પોન્ડીચેરી આગળ આવી પહોંચ્યો ત્યાં સુધી ફ્રેન્ચ કંપનીએ તેને તેમ કરતો અટકાવ્યો. ડુપ્લેએ વખત મેળવવા માટે કર્નાટકના નવાબને સમજાવી તેની પાસે પોતાની હકુમતમાં દુશ્મનાવટ જાહેર થતી અટકાવવા ફરમાન કઢાવ્યું. આ ફરમાનને માન આપી મદ્રાસના અંગ્રેજ સત્તાવાળાઓએ પોતાના સરદારને તે બાજુ હુમલો લઈ જતો અટકાવ્યો. તોફાની ઋતુને લીધે અંગ્રેજ નૌકાસૈન્યને પોન્ડીચરી આગળથી ખસી જવા ફરજ પડી. પણ બીજે વર્ષે પાછા ફરતાં મોરીશીઅસથી આવેલાં ફ્રેન્ચ વહાણો તેની સામે થયાં. આ વખતે અંગ્રેજોએ કર્નાટકના નવાબને સમજાવવા પ્રયત્ન કર્યો પણ તેને લાંચ બરાબર નહિ મળેલી હોવાથી અંગ્રેજોનો હેતુ પાર પડયો નહિ. નવાબની પોતાની સ્થિતિ પણ સહીસલામત નહોતી, અને બે દુશ્મનાવટ ધરાવતી પ્રજાને દરિયાકિનારે એક બીજાની કોઠી ઉપર હલ્લો કરતાં અટકાવવાનું કામ તેને માટે અશક્ય હતું.

એક અનિશ્ચિત ઝપાઝપી થયા બાદ અંગ્રેજ વહાણો સિલોન તરફ ઉપડી ગયાં. લાબુરડનેએ હવે બે હજાર માણસો કિનારે ઉતારી મદ્રાસને દરીઆ તથા જમીનમાર્ગે ઘેરો ઘાલ્યો, જે છોડવવા માટે અંગ્રેજોને ભારે દંડ આપવાની સરત કરવી પડી. આવી રીતે કરેલું સમાધાન ડુપ્લેને બીલકુલ પસંદ પડયું નહિ, કેમકે તેના વિચાર પ્રમાણે અંગ્રેજોને હિંદી મહાસાગરમાંથી હાંકી કહાડવામાં ન આવે ત્યાં લગી ફ્રેન્ચ રાજ્યનો પાયો મજબૂત થાય નહિ, તેથી તેણે મદ્રાસને જમીનદોસ્ત કરવા આગ્રહ ધર્યો. બીજી તરફથી કર્નાટકના નવાબે પોતાના રાજ્યની હદમાં થયલી ખાનગી લડાલડી તરફ તિરસ્કાર તથા ગુસ્સો બતાવવાનો ઢોંગ કર્યો, અને તેના માગ્યા પ્રમાણે ડુપ્લેએ મદ્રાસ શહેર તેને સ્વાધીન કરવાનું વચન આપ્યું. એટલામાં લાબુરડનેનાં વહાણો તોફાનમાં ભાંગી જવાથી ડુપ્લેને મદ્રાસનો કબજો સોંપી તે મોરીશીઅસ પાછો ફર્યો, અને એવો કરાર કરતો ગયો કે જો અંગ્રેજો દંડ આપે તો તેને ત્રણ મહિનામાં તે શહેર પાછું આપવું.

આ પછીનો બીજો બનાવ અગત્યનો હતો. ડુપ્લેના તાબામાં ૩૦૦૦ ફ્રેન્ચ સિપાહો હોવાથી, અને કોઈ પણ કારણે મદ્રાસ પાછું અંગ્રેજોના હાથમાં જવા ન દેવા માટે ફ્રેન્ચ સરકાર તરફથી તેને છુપી સૂચનાઓ મળેલી હોવાથી, નવાબે જ્યારે તે શહેર ઉપર ઘેરો ઘાલ્યો ત્યારે તેના દેશી લશ્કરને એવી તો અસરકારક રીતે ડુપ્લેએ મારી હઠાવ્યું કે આખા કર્નાટકમાં ફ્રેન્ચ સિપાઇઓ પોતાના બળને માટે પ્રખ્યાત થયા. પાશ્ચાત્ય દેશના નિયમિત કવાયતથી કેળવાયલાં લશ્કર અને બીનકેળવાયલી હિંદી ટુકડીઓ વચ્ચે થયેલી આ પહેલવહેલી ઝપાઝપીમાં જે સહેલાઈ તથા ઝડપથી નવાબનું લશ્કર વિખેરાઈ ગયું હતું તેથી યુરોપિયન સૈન્યનું ભયંકર પ્રબળ પુરવાર થયું. ડુપ્લેએ મળેલા લાભનો હિમ્મતથી ઉપયોગ કરી અંગ્રેજ કંપની સાથે

થયલા કોલકરારો રદબાતલ જાહેર કર્યા, તેની સઘળી મિલકત જપ્ત કરી, મદ્રાસના ગવર્નર તથા તેના અમલદારોને કેદ કરી પોન્ડીચેરી લઈ ગયો, અને અંગ્રેજોના સેન્ટ ડેવીડના કિલ્લા ઉપર લશ્કર સહિત ધસ્યો. એમ છતાં ઘણા થોડા વખતની અંદર બાજી ફેરવાઈ ગઈ. એક મજબુત નૌકાસૈન્ય અંગ્રેજોની મદદે આવી પહોંચવાથી ફ્રેન્ચોને ફોર્ટ સેન્ટ ડેવીડનો ઘેરો ઉઠાવી પોન્ડીચેરી પાછા ફરવું પડયું. અંગ્રેજ લશ્કરે તરતજ પોન્ડીચેરી ઘેર્યું, પણ તેમની ઘેરો ઘાલવાની કઢંગી રીત તથા ફ્રેન્ચના શુરવીર બચાવને લીધે તેમની મહેનત વ્યર્થ ગઈ અને તેમને ત્યાંથી પાછું હઠવું પડયું.

સને ૧૭૪૯ માં એઇલાશાપેલ આગળ ઈંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે તહનામું થવાથી હિંદુસ્તાનમાંની લડાઇનો અંત આવ્યો, અને કરેલી શરતની રૂએ ફ્રેન્ચ લોકોને ઉત્તર અમેરિકામાંનું લુઇબર્ગ ઈંગ્લંડે આપી દેવાથી હિંદુસ્તાનમાં અંગ્રેજોને મદ્રાસ પાછું મળ્યું. પરંતુ આ તિક્ષણ ઝપાઝપીનું મુખ્ય પરિણામ એ આવ્યું કે હિંદુસ્તાનમાં ફ્રેન્ચ ગૌરવ અણધાર્યું વધી ગયું, અને ડુપ્લેને કોઈ દેશી રાજા તરફથી લડવા માટે પોતાનું લશ્કર ઉતારવાની યુક્તિમાં ઉત્તેજન મળ્યું.

હકીકત અને સંજોગો જોતાં કોરોમાન્ડલ કિનારા ઉપરની સ્થિતિ વિષે ડુપ્લેએ જે વિચાર બાંધ્યા હતા તે યથાર્થ હતા, અને આવેલી તકનો કઈ રીતે ઉપયોગ કરવો તે યોગ્ય રીતે તે પારખી શક્યો હતો. હવે દક્ષિણના સઘળા પ્રાંતોમાંથી મોગલ સત્તા અદ્રસ્ય થઈ હતી; માંહોમાંહેની ફાટફુટને લીધે આખું દક્ષિણ હિંદુસ્તાન છિન્નભિન્ન થઈ ગયું હતું; મુસલમાની રાજ્યો ઉપર લૂટ ચલાવી તેમને તોડી પાડી મરાઠા લોકો પરદેશીઓને રસ્તો ખુલ્લો કરી આપતા હતા; દેશી લશ્કર પુરતાં શસ્ત્ર વિનાની અનિયમિત ભાડુતી ટુકડીઓ જેવું હતું, અને કિનારા બચાવનાં સાધન રહિત ખુલ્લા પડેલા હતા. આ પ્રસં-

ઓનો લાભ કોઈ પણ બળવાન યુરોપિયન રાજ્ય સહેલાઇથી લઈ શકે એ માત્ર ડુપ્લેજ નહિ પણ બીજાઓ પણ જોઈ શકયા હતા. પણ એ સિવાય બીજા કેટલાક અગત્યના વિચારો ધ્યાનમાં લેવાના હતા, કે જે તેની લોભી યુક્તિઓને અમલમાં મુકતાં વચ્ચે આવતા, અને જેથી તેની આ સ્થાનિક ફત્તેહ નિર્મૂળ થવા માંડી હતી. ડુપ્લેએ તેની કંઈ ગણના કરી નહિ. કોઈ પણ યુરોપિયન પ્રજા હિંદુસ્તાનમાં રાજ્ય સ્થાપવા મનસુબો કરે તો જ્યાં સુધી દરીઆમાર્ગે પોતાના દેશ સાથે સિધો વ્યવહાર તે સ્થાપી શકે નહિ ત્યાં સુધી તેની ગમે તેવી યોજના હશે તોપણ તેનું બંધારણ નબળું અને જોખમ ભર્યું ગણાશે. જો આવા વ્યવહારની જોગવાઈ કર્યા વગર દૂર પ્રદેશમાં રાજ્ય સ્થાપવામાં આવે તો તેના મૂળ સ્થાન ઉપર એક સપાટો પડતાં આખી રાજકીય ઇમારત એકદમ તુટી પડવાનો ભય રહે છે. આવી અગત્યની બાબત ડુપ્લેના ધ્યાનમાં રહી નહોતી, તેમજ યુરોપની જુદી જુદી પ્રજાનું દરીઆઈ બળ કેટલું હતું તેની ભાગ્યેજ તેને માહિતી હતી. ઓસ્ટ્રીઆની ખાલી પડેલી ગાદી માટે થયલા મહાન યુદ્ધમાં આખું યુરોપ સપડાઈ ગયું હતું, છતાં અંગ્રેજોએ પુષ્કળ ધન ખરચી, પોતાનું નૌકાબળ અને શક્તિ બેહદ વધારી દીધાં હતાં; દરેક ઠેકાણે ફ્રેન્ચોના કાફલા ઉપર તેણે સરસાઇ મેળવી હતી, અને તેને કેટલેક ઠેકાણે હાર ખમવી પડેલી છતાં હિંદી મહાસાગરમાં તેના દુશ્મન સામે પુરા પડવામાં તેને કંઈ પણ અડચણ આવે તેમ નહોતું. ઉક્ત લડાઈ દરમિયાન હોલેન્ડનું પ્રબળ છેકજ ખુટી ગયું હતું, અને તેને જે જે નુકસાન થયું હતું તે દરેક બાબતમાં ઈંગ્લંડને લાભદાયક નીવડયું. વળી ફ્રાન્સના દક્ષિણ દેશોમાં ફ્રેન્ચ લોકોએ જે જીત મેળવી હતી તેથી કંઈ સંગીન લાભ થવાને બદલે ઉલટું તેમને પ્રત્યક્ષ નુકસાન પહોંચ્યું; અને દરીઆ ઉપર તેમના વેપાર તથા કાફલાને

એટલો તો ભારે ધોકો લાગ્યો કે વૉલ્ટેરના જણાવ્યા મુજબ લડાઈને અંતે ફ્રાન્સ પાસે એક પણ લડાયક બારકસ રહ્યું નહિ. આખા રાજ્યની અવસ્થા આવી નબળી તથા નિર્ધન થઇ જાય ત્યારે ફ્રેન્ચ ઈસ્ટ ઈન્ડીઆ કંપનીની સ્થિતિ અવશ્ય ભયંકર હોવી જોઈએ, કારણ તેને તેના રાજ્ય સાથે સિધો અને નિકટનો સંબંધ હતો. લડાઈની આખરે ફ્રેન્ચ કંપની દેવામાં ગરકાવ થઈ હતી, અને ફ્રેન્ચ સરકારના નિમેલા તેના ડાયરેકટરોએ તેની આંટ વધારવાને ભારે પણ ખોટાં વ્યાજ જાહેર કરી ખરી હકીકત છુપાવવા પ્રયત્ન કર્યો હતો. પણ સને ૧૭૪૬માં સઘળો ઘોટાળો બાહેર પડયો. ફ્રેન્ચ કંપની નાદર થવાની અણી ઉપર હતી ત્યારે અંગ્રેજ કંપની ઈંગ્લંડની સરકારને મોટી રકમ સહેલાઇથી ધીરી શકે એવી માતબર હતી, અને તેમ કરી સરકારની નાણાં સંબંધી ભીડ ભાંગી પ્રધાનો પાસેથી અવારનવાર મહત્વના હક્કો મેળવવા શક્તિવાન થતી.

**૨. બેઉ કંપની વચ્ચે લડાઈ**—ડુપ્લેને હિંદુસ્તાનમાં યુરોપના મામલા વિષેની તથા પોતાના દેશની પરિસ્થિતિની બીલકુલ ખબર પડી શકી નહિ. તે તો હિંદુસ્તાનમાં પોતાની સુધરેલી સ્થિતિ તથા વધારેલાં લશ્કરનો સ્વદેશાભિમાની યોજનામાં કેવી રીતે ઉપયોગ કરવો તે વિચારમાં મશગુલ હતો; અને એશિયા ખંડમાં અમલ સ્થાપવાના ઉદ્દેશથી રાજકીય દરીઆના તોફાની વમળમાં તેણે હિમ્મતથી યાહોમ કરી ઝીંપલાવ્યું હતું. અગર જો છેલ્લી લડાઈથી અંગ્રેજ તથા ફ્રેન્ચ કંપનીની અરસપરસની સ્થિતિ તથા સંબંધમાં કંઈ પણ અગત્યનો ફેરફાર થયો નહિ, તોપણ તેની અસર એ થઈ કે તેમનાં અદ્યાપિ પર્યંતનાં કામકાજમાં મોટો સુધારો વધારો થયો, અને તેઓ વચ્ચેની દુશ્મનાવટ તથા વિરોધ ઘણાજ ગંભીર પ્રકારનાં થયાં. એ બન્ને સંસ્થાને પૂર્વની લડાઇ તથા કપટનો સ્વાદ લાગ્યો હતો, અને બન્નેએ હથીયારબંધી

લશ્કર મોટે ખરચે ઉભાં કર્યાં હતાં. જ્યાં લગી યુરોપમાં શાંતિ હોય ત્યાં લગી એ મંડળો પોતાના હરીફ સામે આવા લશ્કરનો ઉપયોગ કરી શકતાં હોવાથી, તેનો ભારે ખરચ પોતાને માથે નહિ પડે તે માટે કોઈ હિંદી રાજવંશીની તરફથી તેનો ઉપયોગ કરી તેની પાસેથી ખરચ કહડાવવા તેઓ અનિવાર્ય કારણોને લીધે લલચાયાં. આ લાલચમાં પ્રથમ ફસાનાર અંગ્રેજો હતા. તાંજોરના મરાઠી રાજ્યની ગાદી ઉપર શાહુજીનો હક્ક છતાં તેના નાના ભાઈ પ્રતાપસિંહે તે ગાદી છીનવી લેવાથી શાહુજીએ અંગ્રેજોની મદદ માગી; પણ તેને ગાદી મેળવવામાં મદદ કરવા સારૂ જે ચહડાઈ મોકલવામાં આવી તેણે એવી તો કઢંગી રીતે કામ કર્યું કે અંગ્રેજોને તાંજોર આગળથી પાછું હઠવું પડ્યું, અને સ્વારીના ખરચ ઉપરાંત કોલેરૂન નદીના મુખ આગળ આવેલો દેવીકોટાનો મુલક લઈ સંતોષ પકડવાની જરૂર જણાઈ. સ્વારીની નિષ્ફળતા ધ્યાનમાં ન લઈએ તોપણ અંગ્રેજોએ આ એક ગંભીર રાજકીય ભૂલ કરી હતી. કારણ આથી દેશી રાજાઓની તકરારમાં ભાગ લેવા માટે ડુપ્લેને જોઈએ તેવો આધાર મળ્યો, અને તે પણ એવી વખતે કે જયારે તે એવાજ પ્રકારની વધારે મહત્વની યોજના વિષે વિચાર ચલાવતો હતો.

હૈદ્રાબાદના પહેલા નિઝામ આસફજાહના મરણથી ડુપ્લેને જોઈતી તક મળી. આસફજાહની ગાદીને માટે તેના પુત્ર નાસીરજંગ તથા પુત્ર મુસ્તફાજંગ વચ્ચે તકરાર ઉઠી, અને તરતજ આખું કર્નાટક જે અત્યાર સુધી આસફજાહના મજબૂત અમલ હેઠળ શાંત રહ્યું હતું તે પણ હરીફ દાવાદારોએ ઉઠાવેલા બંડથી સળગી ઉઠ્યું. ત્વરાથી અને બહાદુરીથી ડુપ્લેએ આ ધાંધલમાં ઝોકાવ્યું. એમ કરવામાં તેનો નિકટનો હેતુ એટલોજ હતો કે મદ્રાસ અને પોન્ડીચેરી એ બન્ને જેની હકુમતમાં હતાં એવા પ્રાંતનો રાજકર્ત્તા ફ્રેન્ચની મિત્રાચારી ઉપર

આધાર રાખનાર ગોઠવવો. તેનો દૂરનો આશય ખુદ નિઝામની દરબારમાં ફ્રેન્ચ લાગવગ સર્વોપરી કરી સ્વપ્રજાને માટે આર્ય ભૂમિ ઉપર એક મજબૂત રાજ્ય સ્થાપવાનો હતો. સને ૧૭૪૮ ના તહનામા પછી ફ્રાન્સની દુશ્મનાઇથી રહિત મેળવવાની અંગ્રેજોએ આશા રાખી હતી, પણ તેઓને તરતજ માલમ પડયું કે તેઓ હમણાં અગાઉ કરતાં વધારે ભયમાં હતા. ચાલુ શાંતિનો લાભ લઈ ડુપ્લેએ કર્નાટકની ગાદીના એક દાવાદાર ચંદાસાહેબની મદદે પોતાનું લશ્કર મોકલી અમલ કરતા નવાબ અનવરૂદ્દીનને હરાવી મારી નંખાવ્યો. નિઝામ હૈદ્રાબાદની ગાદી માટે લડતાં મુઝફ્ફરજંગની સાથે વિજયી ચંદા સાહેબે મળી જઈ બેઉ જણા પોન્ડીચેરી ગયા, જ્યાં ફ્રેન્ચ લોકોએ મોટા ઠાઠથી તેમનો આદરસત્કાર કર્યો. આ પ્રસંગે કરેલી મદદના બદલામાં ચંદા સાહેબે ફ્રેન્ચોને અગત્યનો મુલક બક્ષિસ આપ્યો.

ફ્રેન્ચોના આ કાર્યથી અંગ્રેજોના ગભરાટનો પાર રહ્યો નહિ; પણ તાંજોરની બાબતમાં પોતે કરેલી પહેલથી તે માટે કંઈ પણ વાંધો ઉઠાવી નહિ શકવાથી તેમણે ફ્રેન્ચ કંપની સાથે કડવી અને સખ્ત ભાષામાં પત્રવ્યવહાર ચલાવ્યો, જેની અંતે બેઉ કંપની વચ્ચે દેખીતી રીતે ભંગાણ પડયું. આ હકીકતમાં અંગ્રેજોની સ્થિતિ ઘણીજ ગંભીર થઈ પડવાનો ભય ઉત્પન્ન થતાં જે દાવાદારોને ફ્રેન્ચની મદદ હતી તેના પ્રતિસ્પર્દ્ધીઓની તરફે લડવા સિવાય બીજો રસ્તો તેમને માટે હતો નહિ. ટુંકાણમાં ફ્રેન્ચ અને અંગ્રેજો અનુક્રમે ચંદા સાહેબ અને મહમદઅલીને કર્નાટકની ગાદી માટે, અને મુઝફ્ફરજંગ તથા નાસીરજંગને નિઝામપદ માટે ખુલ્લી રીતે મદદ કરવા બહાર પડયા. થોડાજ સમયમાં ભાડુતી ટોળાંઓએ નાસીરજંગનું ખુન કરવાથી ફ્રેન્ચ લોકોને આડકત્રી રીતે ફત્તેહ મળી; કેમકે તેથી મુઝફ્ફરજંગ જેને ડુપ્લે મદદ કરતો હતો તે નિઝામની ગાદી માટે એકલોજ દાવા-

દાર રહ્યો; બીજી તરફ ફ્રેન્ચ લશ્કરની મદદથી ચંદાસાહેબ કર્નાટકમાં ગોઠવાઈ ગયો.

જ્યારે બેઉ પાશ્ચાત્ય પ્રજાનાં લશ્કર સામસામી ખુનરેજીમાં મચેલાં હતાં ત્યારે મદ્રાસ અને પોન્ડીચેરી વચ્ચે ઘણી તિક્ષણ અને તીવ્ર ભાષામાં લખાપડી ચાલતી હતી. એક બીજા ઉપર દેશ દેશના પરસ્પર વ્યવહારના કાયદા ( International law ) નું ઉલ્લંઘન કરવાનો દોષારોપ મુકતા. દરેક જણ સામાવાળાની યુક્તિ પ્રયુક્તિ ઉપર અનેક પ્રકારનાં કલંક નાખતા. અને સ્વદેશી સરકારને પોતાની તરફથી વચ્ચે પડવા વિનંતિ કરતા. ફ્રેન્ચ લોકોએ સ્વપક્ષી માટે કર્નાટક હસ્તગત કર્યું, અને મુઝફ્ફરજંગને હૈદ્રાબાદની ગાદીએ બેસાડવા બુસીને મોકલ્યો. એ દરમિયાન ચંદાસાહેબની સામા મહમદઅલીને મદદ કરવા અંગ્રેજોએ ટ્રીચીનાપોલીમાં લશ્કર રવાના કર્યું, પણ જ્યાં સુધી કલાઇવે સંગ્રામની યુક્તિમાં બહાદુરીથી ફેરફાર કરી કર્નાટકની રાજધાની આર્કાટ ઉપર છાપો માર્યો નહિ ત્યાં સુધી ટ્રીચીનાપોલીનો ઘેરો છુટયો નહિ. ફ્રેન્ચ લશ્કર ટ્રીચીનાપોલી આગળથી નીકળી કલાઈવની સામે ગયું, પણ તેના નાના પણ બહાદુર લશ્કર સામે બીલકુલ ટકી શકયું નહિ. આ ફત્તેહનો લાભ લઈ અંગ્રેજ અને તેમના મળતીઆઓ કલાઈવ અને લૉરેન્સની સરદારી હેઠળ મેદાન પડયા. ફ્રેન્ચોનો વ્યવહાર કાપી નાંખ્યો, ચંદાસાહેબના લશ્કરને વીખેરી નાંખ્યું; ફ્રેન્ચ અમલદારોને કેદ પકડયા અને ટ્રીચીનાપોલીને ઘેરામાંથી છોડવ્યું. ચંદાસાહેબને મહમદઅલીની મદદે આવેલા મરાઠાઓએ મારી નાંખ્યો, અને હૈદ્રાબાદ તરફ કુચ કરતાં રસ્તામાં થયલી ઝપાઝપીમાં મુઝફ્ફરજંગ કપાઈ ગયો.

આ અરસામાં બુસીએ ઘણીજ ચપળતા તથા હોંશિયારીથી નિઝામની દરબારમાં પોતાની સ્થિતિ જેટલી બને તેટલી સુધારી, અને

તેમ કરીને કર્નાટકની ઉત્તરે પૂર્વ કિનારા પર આવેલા ઉત્તર સરકા૰રના ચાર ફળદ્રુપ પ્રદેશો ફ્રેન્ચ લોકો માટે મેળવ્યા. આ પ્રાંતની આવકથી લશ્કરને પગાર કરવાની ખુસીને જોગવાઈ મળી, છતાં એ પોતાને નિર્ભય અને જોખમ રહિત ગણતો નહિ. તે સારી પેઠે સમજતો કે તેનો મુખ્ય આધાર હુલ્લડ મચાવવાને ધુંધવાઇ રહેલા લશ્કરના ઉપર હોવાથી તે કોઈ પણ વખતે પોતાના મળતીઆથી છુટો પડી જઈ જોખમમાં આવી પડે. આથી તેણે ડુપ્લેને અંગ્રેજો સાથે સલાહ કરવા દઢતાથી આગ્રહ કર્યો. ડુપ્લેની સ્થિતિ પણ ડામાડોળ હતી; તેને કમનસીબે કર્નાટકમાં બાજી ઉલટાઈ ગઈ હતી, અને ક્લાઈવ તથા લૉરેન્સ જેવા નિપુણ સરદારોની સામે ટક્કર ઝીલે એવો કોઈ બાહોશ ફ્રેન્ચ ડુપ્લે પાસે નહોતો. વળી તેની કેટલીક ગેરરીતિને લીધે તેના હિંદી મળતીઆનો તેમજ ફ્રેન્ચ સરકારનો વિશ્વાસ ડુપ્લે ઉપરથી ઉઠી ગયો. વળી પોતે આ પ્રમાણે માનભંગ થવાથી ફ્રેન્ચ કંપનીની નાણાં સંબંધી સ્થિતિ ઘણી જોખમભરી થઈ ગઈ ત્યાં સુધી ડુપ્લેએ તેના ડાયરેકટરોને તે વિષે કાંઈ માહિતી ન આપી. પણ જયારે એકદમ પરપોટો ફુટતાં કંપનીની આંટ જોખમમાં આવી પડી ત્યારે અંગ્રેજ કંપની સાથે સલાહ કરી અગાઉ માફક મિત્રાચારી બાંધવાના હેતુથી ફ્રેન્ચ સરકારે ડુપ્લેને ૧૭૫૪માં ફ્રાન્સ પાછો બોલાવી લીધો, ને તેની જગ્યાએ મોંશીઅર ગોડેહુને મોકલ્યો. ગોડેહુએ હિંદુસ્તાનમાં આવ્યા પછી તુરતજ અંગ્રેજ ગવર્નર સોન્ડર્સ સાથે સલાહ કરી; બેઉ કંપનીએ મુલકગિરી ઉપર નીકળવું નહિ એમ અરસપરસ ઠરાવ કરાવ્યો. માનભંગ ડુપ્લેએ કંગાળીઅત હાલતમાં ફ્રાન્સમાં દહાડા પુરા કર્યા.

**૩. ડુપ્લેની રાજનીતિ**—આ પ્રમાણે થયલા કોલકરારના સમયથીજ એશિયામાં ફ્રાન્સનું નસીબ પલટાઈ ગયું હોય એમ સાધારણ

રીતે ગણવામાં આવે છે. ડુપ્લેની રાજનીતિ છોડી દેવાના કૃત્યને ખાસ કરીને હાલના ફ્રેન્ચ ઇતિહાસકારો ટુંક બુદ્ધિનું તથા બીકણ લેખી ઘણી સખત રીતે વખોડી કહાડે છે. ફ્રેન્ચ સરકાર ઉપર એવો આક્ષેપ મૂકવામાં આવે છે કે તેણે પોતાની લગભગ ફત્તેહમંદ બાજી તજી દઈ જે માણસે હિંદુસ્તાનમાં મોટું યુરોપિયન રાજ્ય સ્થાપવાનો પહેલો વિચાર કરી કયે માર્ગે એ હેતુ પાર પડે તે સુઝાડયું હતું, તેને જરૂરની વખતે છોડી દીધો હતો. એવું કહેવામાં આવે છે કે હિંદુસ્તાન જીતવામાં ઈંગ્લંડને માત્ર ફ્રેન્ચે વિશાળ બુદ્ધિએ શોધી કહાડેલા માર્ગ ઉપરજ જવાનું હતું. ઇતિહાસકાર જેમ્સ મીલ કહે છે કે એ જીત મેળવવા સારૂ બે મહાન શોધો અગત્યની હતી; એક તો પાશ્ચત્ય દેશોનાં કવાયતી લશ્કર સામે દેશી ફોજની નબળાઈ, અને બીજી હિંદી સિપાઇઓને યુરોપિયન રીત પ્રમાણે કેળવવાની સ્હેલાઈ. તે વળી ઉમેરે છે કે આ બન્ને શોધો ફ્રેન્ચ લોકોએ કરી હતી. એ પછીના સઘળા ઇતિહાસકારોનું કહેવું પણ એજ છે. વળી તેઓ ઉમરે છે કે ફ્રેન્ચ નૌકાઅમલદારોની મદદની ગેરહાજરી, બાહોશ લશ્કરી સરદારોની ખૂટ, આકસ્મતિક બનાવો, સંગ્રામમાં અણીની વખતનું તેનું કમનસીબ, અને સૌથી વધારે કંપનીના સાહસપ્રત્યે ફ્રાન્સના પ્રધાનમંડળની મંદ લાગણી એ સઘળાંને લીધે ડુપ્લેની બાજી નિષ્ફળ ગઈ હતી. એ ખરૂં છે કે ડુપ્લે એક બુદ્ધિશાળી તથા કાબેલ પુરૂષ હતો અને એની રાજકીય દ્રષ્ટિ વધારે ચકોર હતી. આપણે ઘણી ખુશીથી એલ્ફીન્સ્ટને દર્શાવેલા અભિપ્રાયને અનુમોદન આપીશું કે પહેલવહેલાં જેણે નિયમિત તથા કવાયત લીધેલા લશ્કરનો ઉપયોગ કર્યો, અને જેણે કિનારા ઉપર નહિ બેસી રહેતાં હિમ્મતથી હિંદુસ્તાનના માંહેલા ભાગમાં પરાયણ કર્યું અને જેણે મોગલ શહેનશાહતની સત્તાની નિર્બળતા ઉઘાડી પાડી તે ડુપ્લે હતો. એમ છતાં એટલું તો કબૂલ

રાખવું જોઇએ કે ડુપ્લે જેવા શક્તિવાન પણ કમનસીબ પુરૂષને એશિયાના સંગ્રામ તથા રાજકીય બાબતોમાં મુદ્દાની શોધ કરનાર લેખવાને કંઇ પણ કારણ નથી. અગત્યનો પણ ચિત્તાકર્ષક સવાલ તો એજ છે કે આટલી બધી શક્તિ, બુદ્ધિ તથા સ્વદેશાભિમાન છતાં ડુપ્લે શા કારણથી પોતાના કાર્યમાં વધારે અગાડી જઇ ફત્તેહમંદ થઈ શક્યો નહિ? જેઓ એમ પ્રતિપાદન કરે છે કે ડુપ્લેના વિચારો તરફ ફ્રેન્ચ સરકાર બેદરકાર નહિ રહી હોત, તેના હમશરીકો અથવા તાબાના માણસોએ ગંભીર ભૂલ ન કરી હોત અને ડુપ્લેને આખરે તરછોડી ન કહાડયો હોત તો અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી હાંકી કહાડવામાં ફ્રેન્ચ વિજયી થતે, તેઓને એટલુંજ કહેવું બસ છે કે તેઓના વિચારો ઐતિહાસિક પ્રમાણની તથા દેશની એકંદર સ્થિતિની અવગણના કરે છે, તેઓ એવા અપ્રશસ્ત અનુમાન ઉપર દોડે છે કે મહત્વના રાજદ્વારી ફેરફારો એક નજીવી લડાઇના પરિણામ ઉપર અથવા તો પ્રાંતિક સરદાર કે સુબાના કોઈ કટોકટીના વખતના વર્તન ઉપર આધાર રાખે છે. શહેનશાહત સ્થાપવા માટેનાં ફ્રાન્સ તથા ઇંગ્લંડનાં બળ અને સાધનોની તુલના આવી રીતે કરવાની નથી. આરંભથીજ ડુપ્લે ખોટે માર્ગે દોરવાઈ ગયો હતો, અને ગમે તે પ્રકારે સર્વોપરી સત્તા પોતાના હાથમાં લઈ હિંદી રાજાઓથી સ્વતંત્ર થવાને તે ઇચ્છતો હતો. આમ કરવામાં કોઈ પણ યુરોપિયન હરીફ તેની આડે આવી તો તેને શીકસ્ત આપવાને તે ઇંતેજાર હતો. આ હાલતમાં જો અંગ્રેજો ફ્રેન્ચ કરતાં વધારે મજબુત ન હોત તો ડુપ્લે પોતાની ધારણામાં જરૂર ફત્તેહ પામ્યો હોત. વળી ઉછાંછળાંપણામાં તેણે પોતાની કંપનીને અવિચારી ખરચ કરી દેવામાં ગરકાવ કરી હતી, અને તેથી પણ તેના વિચારને ફ્રાન્સથી અનુમોદન મળવામાં મુસ્કેલી નડી. આ સઘળા વિચારો ઉપરાંત ફ્રેન્ચ લોકોને હિંદુસ્તાનમાં પોતાનું રાજ્ય સ્થાપવા માટે ઈંગ્લંડનું

દરીઆઈ બળ તોડવાનું અવશ્ય હતું, પણ સને ૧૭૫૪માં એ કામ ફ્રાન્સના પોતાના આપબળ ઉપર આધાર રાખી કરી શકે એમ નહોતું, અને તેથીજ ડુપ્લેની રાજનીતિનો ત્યાગ કરતાં પોતાના નૌકાસૈન્યની કમતાકાતીને લીધે ફ્રેન્ચ લોકો હિંદમાં પોતાનું રાજ્ય સ્થાપવામાં નિષ્ફળ નીવડ્યા હતા.

# પ્રકરણ ૫ મું.

## બીજો ફ્રેન્ચ વિગ્રહ.

**૧. ફ્રેન્ચ સરદાર કાઉન્ટ લાલી**—પાછલા પ્રકરણમાં વર્ણવ્યા પ્રમાણે ફ્રેન્ચ અને અંગ્રેજ કંપનીઓ વચ્ચે સને ૧૭૫૪માં સલાહ થઈ, પણ તે માત્ર નામની જ હતી. કારણ બે વર્ષ રહીને ઉત્તર અમેરિકામાંનાં સંસ્થાનો સંબંધી ફ્રાન્સ અને ઈંગ્લંડ વચ્ચે યુરોપમાં જે લડાઈ જાગી તેનો સણસણાટ તરતજ હિંદુસ્તાનમાં લાગ્યો. પૂર્વ તરફનાં અંગ્રેજ સંસ્થાનો ઉપર હલ્લો કરવાનું ફ્રાન્સની સરકારે ઠરાવ્યાથી કાઉન્ટ લાલીને એક મજબુત લશ્કરની સરદારી આપી હિંદુસ્તાન રવાના કર્યો. તેને ખાસ સૂચના આપવામાં આવી હતી કે તેણે કોઈ પણ પ્રકારે ડુપ્લે અથવા બુસીની રાજનીતિનું અનુકરણ કરવું નહિ. છતાં લાલી એવા દૃઢ વિચારનો હતો કે અંગ્રેજ લોકોને હિંદુસ્તાનમાંથી હાંકી કહાડ્યા વગર ફ્રેન્ચ સત્તા સહેજ પણ સ્થિર થશે નહિ. આવો મહાન હેતુ બર લાવવા માટે ફ્રાન્સને કમનસીબે તેને લાલી જેવા એક બહાદુર અને ચાલાક, પણ આ કામને માટે તદ્દન નાલાયક સરદારને હાથે કામ લેવાનું હતું. સને ૧૭૫૫માં ફ્રેન્ચ કાફલો

મોકલવાનું નક્કી થયા બાદ જો તરતજ લાલી રવાના થઈ હિંદુસ્તાન આવી પહોંચ્યો હોત તો તે ઘણા બારીક પ્રસંગે કોરોમાંડલ કિનારે ઉતરતે. કારણ કે સને ૧૭૫૬ના જુન મહિનામાં બંગાળાના નવાબ સિરાજ–ઉદ–દૌલાએ અંગ્રેજોને કલકત્તાની બહાર હાંકી કહાડયા હતા, ને તેમના સઘળા કિલ્લા તથા કોઠીઓ છીનવી લીધી હતી; અને તેજ વર્ષના અકટોબરમાં ક્લાઇવ મદ્રાસથી લશ્કર તથા કાફલો લઈ કલકત્તા તરફ ધસતો હતો. આ વખતે મદ્રાસનો ગવર્નર તથા તેની કૌન્સિલ ગભરાટમાં પડેલાં હતાં કે યુરોપમાં જાહેર થયલી લડાઇને પરિણામે ફ્રેન્ચ કાફલો હિંદુસ્તાન આવી પહોંચે અને તેને બુસી હૈદરાબાદથી ઉતરી આવી મદદ કરે તો મદ્રાસનું આખું થાણું ફ્રેન્ચના કબજામાં જઈ પડે. આટલું છતાં ઘણી જ ત્વરા તથા ડહાપણથી એક બીજું મોટું લશ્કર ક્લાઇવની મદદે મોકલવા તેઓએ ઠરાવ કર્યો કે, જેથી એકત્ર સૈન્ય બંગાળા શાંત કરી કોરોમાંડલ કિનારા ઉપર ફ્રેન્ચ કાફલો આવી લાગે તે પહેલાં મદ્રાસ પાછું ફરી શકે. આ જોખમભર્યો અખ્તરો અંગ્રેજોને લાભદાઈ નીવડયો; કેમકે ફ્રાન્સમાં કાફલો તૈયાર કરવામાં એટલું ગાફેલપણું તથા સુસ્તાઈ ચાલી, ત્યારબાદ રસ્તામાં પણ એટલી ઢીલ થઈ કે ૧૭૫૮ના એપ્રિલ સુધી લાલી પોન્ડીચેરી પહોંચી શકયો નહીં.

આટલો વખત ગુમાવવાથી આવેલી તક ફ્રેન્ચ લોકોના હાથમાંથી જતી રહી. અંગ્રેજોએ સિરાજ–ઉદ–દૌલાને કલકત્તામાંથી નસાડયો, ઉપરાંત તેના લશ્કરને પ્લાસીના મેદાનમાં વીખેરી નાખી તેને પદભ્રષ્ટ કર્યો, અને તેની જગ્યાએ પોતાના મળતીઆ મીરજાફરને બંગાળાનો સુબેદાર બનાવી હિંદમાંના સૌથી ફળદ્રુપ પ્રદેશના એકલા માલીક થઈ બેઠા. તે ઉપરાંત ક્લાઇવે ફ્રેન્ચને આખા બંગાળા તથા ઉત્તર સરકારમાંથી ખંખેરી કહાડયા. ઉત્તર સરકારમાંથી બુસીની સત્તા

નષ્ટ થતાં હૈદરાબાદમાંની તેની આંટને હાનિ પહોંચી, અને તેની બહારની દમામવાળી સ્થિતિ કેવી અસ્થિર તથા ડામાડોળ હતી તે જાહેર થઈ ગયું.

એ દરમિયાન લાલીએ હિંદી મહાસાગરમાં આવી પહોંચી સેન્ટ ડેવીડનો કિલ્લો સર કર્યો, અને જો તેને પૈસા તથા ખોરાકની તંગી પડી નહિ હોત તો તે મદ્રાસ ઉપર કુચ કરતે. પણ પૈસાની લાલચે તાન્જોર ઉપર નિષ્ફળ હલ્લો કરી તેણે પોતાની અપ્રિયતામાં વધારો કર્યો, અને નાણાં સંબંધી વધારે ગુંચવાડામાં આવી પડયો. એટલામાં દક્ષિણ તરફ આવી પહોંચેલાં અંગ્રેજનાં લશ્કરી વહાણો સાથે થયલી કેટલીક ઝપાઝપીમાં ફ્રેન્ચ કાફલાને એટલું તો સખત નુકસાન લાગ્યું કે તેનો સરદાર ડી. આશી, લાબુરડનેની માફક, સને ૧૭૫૮ના ઑગસ્ટ મહિનામાંજ હિંદુસ્તાન છોડી ગયો. લાલીની આજીજી તથા ધમકીથી પાછો ફરવાને તે બીલકુલ લલચાયો નહિ. આ પછી લાલીને બુસીની સાથે તકરાર શરૂ થઈ. બુસી છેક જ અધીરો બની ગયો હતો, તોપણ પોતાના દેશના કમનસીબ સરદારની હાર થતી અટકાવવા તેણે કંઈ પણ પ્રયત્ન કર્યો નહિ. લાલીના હુકમ અન્વય બુસીએ હૈદરાબાદ સાથેનો પોતાનો સંબંધ છોડયો તેજ વખતથી નિઝામના દરબારમાંથી ફ્રેન્ચ લાગવગ અદ્રશ્ય થયો અને તની જગ્યા અંગ્રેજ લાગવગે લીધી.

નાણાંની તંગી, સત્તાધિકારીઓના તિરસ્કાર તથા લશ્કરના અવિશ્વાસથી અકળાઇ જઈ લાલીએ જીવ ઉપર આવી મદ્રાસ ઉપર ચઢાઈ કરી. પણ તે શહેરની કિલ્લેબંધી એટલી તો મજબુત હતી, અને તેમાં એટલો તો ખોરાક ભરેલો હતો કે લાલી તેના ઉપર કંઈ પણ અસર કરી શકયો નહિ, અને અંગ્રેજ કાફલો દ્રષ્ટિએ પડતાં જ ત્યાંથી રવાના થઈ જવાની તેને જરૂર પડી.

હવે પછીના બીજા બાર માસમાં લાલીની સ્થિતિ ઘણીજ ખરાબ થઈ ગઈ. તેના યુરોપિયન લશ્કરમાં ગંભીર બળવો ઉઠયો, અને

ફ્રેન્ચ નૌકાસૈન્ય હિંદુસ્તાનના કિનારા ઉપરથી છેવટનું કુચ કરી ગયું. બુસીની સલાહ ન ગણકારી લાલીએ વૉન્ડીવાશના કિલ્લાને ઘેરો ઘાલવા આગ્રહ ધર્યો. કુટ તેની સામા થયો. બેઉ લસ્કર વચ્ચે એક ઘણી જ સખત અને ખુનખાર લડાઈ થઈ, અને બન્ને બાજુએ જીત મેળવવા અથાગ મહેનત કરી; પણ ફ્રેન્ચ લોકોને ગભરાટમાં પડેલા જોઈ કુપર અને કુટ તેઓ ઉપર તુટી પડયા, અને લાલીને પોન્ડીચેરીમાં ભરાઈ જવાની ફરજ પડી. આ હાર ફ્રેન્ચ લોકોને પ્રાણઘાતક નીવડી. આ પછી તેઓ ખુલ્લા મેદાનમાં નીકળવાની હિમ્મત કરી શકયા નહિ. તેમના દુશ્મનોએ તેમના તાબામાંના મુલકો જીતવા માંડયા, અને લાલીને કોઈ પણ તરફની મદદ નહિ મળવાથી પોન્ડીચેરીમાં ઘેર્યો. તેની પાસે પુરતો ખોરાક, દારૂગોળો તથા લસ્કર ન હોવાથી સને ૧૭૬૧માં તેને અંગ્રેજોને શરણે જવું પડયું.

**બીજા ફ્રેન્ચ વિગ્રહનાં પરિણામ**–પોન્ડીચેરીની પડતીથી ફ્રાન્સ અને ઈંગ્લંડ વચ્ચે હિંદમાં ચાલેલો વિગ્રહ સદંતર બંધ પડેલો ગણી શકાય. આ સમયના ઇતિહાસનું અવલોકન કરતાં મો. ટીબુલી હેમોન્ટ નામનો ફ્રેન્ચ ઇતિહાસકાર એટલે લગી જણાવે છે કે જો લાલીએ તેને ફ્રાન્સમાં મળેલી સૂચના દરીઆમાં ફેંકી દીધી હોત, અને ડુપ્લેની રાજનીતિનું અનુકરણ કરી બુસીની સલાહ પ્રમાણે તે ચાલ્યો હોત તો હિંદુસ્તાનનો મુગટ ઈંગ્લાંડના તાજમાં ભાગ્યેજ બીરાજવા પામત. આ વિચારો દર્શાવેલે રસ્તે ફળીભૂત થાત એ ઘણુંજ શંકાશીલ છે. ડુપ્લેને એકદમ બોલાવી લેવાથી અથવા અત્યંત બારીક વખતે લાબુરડને તથા ડી આશીના ચાલ્યા જવાથી, અથવા લાલીની હઠીલાઇથીજ હિંદુસ્તાન ફ્રેન્ચ લોકોના હાથમાંથી ગયું એમ કદી પણ કહી શકાશે નહિ. તેમજ પોતાના દેશથી અત્યંત દૂર જોખમકારક સાહસ ખેડવાની જ ફ્રેન્ચ લોકોની જાતીય અયોગ્યતાને કારણે આ

પરિણામ નિપજ્યું નથી; કારણ આ બાબતમાં તેઓએ હમેશ હદ ઉપરાંતની નિપુણતા દર્શાવી હતી. સત્તરમા તથા અઢારમા સૈકામાં અમેરિકા અને એશિયા ખંડમાં જે અનેક સાહસ તેઓએ ઉપાડયાં હતાં તે આ ગુણની સહાદત પુરતાં હતાં. ખરૂં જોતાં પંદરમા લુઈની ટુંકી દ્રષ્ટિની રાજનીતિ અને તે પ્રમાણે વર્તન કરવામાં થયલું કઢંગાગાપણું, તેની રખાયતોની તથા અશક્ત અને નાલાયક પ્રધાનોની ખોટી દોરવણી એ સઘળા ફ્રેન્ચ લોકોને હિંદુસ્તાનમાંથી હાંકી કહાડવવામાંજ ખાસ કરીને કારણભૂત હતાં. યુરોપમાં થયેલો સાત વર્ષનો વિગ્રહ પુરો થતાં અગાઉ ઉત્તર અમેરિકામાંના ફ્રેન્ચ સંસ્થાનો, આફ્રિકામાંના અને વેસ્ટ ઈન્ડીઝમાંના કેટલાક ફળદ્રુપ ટાપુઓ ફ્રાન્સના કબજામાંથી જતા રહ્યા, જર્મનીમાં ફ્રેન્ચ લશ્કરે અનેક વાર હાર ખાધી, અને દરિયા ઉપર ગંભીર નુકસાન ભોગવ્યું, એ સઘળું જ્યારે આપણે યાદ કરીએ છીએ ત્યારે લાલી કરતાં ચઢીઆતા ગુણના સરદારો પણ કોરોમાન્ડલ કિનારા ઉપર નિષ્ફળ થતે એમ કબૂલ કરવામાં કંઇપણ વાંધો રહેશે નહિ.

તાત્પર્ય કે ફ્રેન્ચ ઇસ્ટ ઈન્ડીઆ કંપનીની નાદારી, દેશ તથા પરદેશમાં ફ્રાન્સની રાજપદ્ધતિની ગેરવ્યવસ્થા તથા અંધેર, સંસ્થાનિક અને વ્યાપારી હિતને ભોગે યુરોપખંડમાં ચલાવેલું દારૂણ યુદ્ધ, અને સામુદ્રિક બળનો નાશ એ ફ્રાન્સની પડતીનાં મુખ્ય કારણો હતાં. વળી જ્યારે ઈંગ્લાંડનો પરદેશ ખાતાનો કારભાર પીટ જેવા કુશળ પ્રધાનના હાથમાં હતો, ત્યારે આપ અખત્યારી તથા સ્વચ્છંદી લુઈના અમલમાં ફ્રાન્સની પરદેશી રાજનીતિ બેદરકાર અને અશક્ત દરબારીઓ દોરવતા હતા.

આપણે જોઈ ગયા તેમ આર્યભૂમિ ઉપર ફ્રેન્ચ અને અંગ્રેજ લોકો વચ્ચે જે લડાઇઓ થઇ તેમાં પહેલી વખત એઈ-લા-શાપેલના તહનામાના સમયે ૧૭૪૮ માં જો કોઇને કંઈ લાભ થયો હોય તો

તે ફ્રેન્ચને હતો. બીજી વખતે જ્યારે ડુપ્લેએ પોતાની અવિચારી રાજકીય યોજનામાં ઝોકાવ્યું ત્યારે પણ લડાઈની આખરે સને ૧૭૫૪ માં બેઉ પ્રજાની સ્થિતિ સમતોલ રહી. પણ ૧૭૬૧માં ફ્રેન્ચ લોકોની સ્થિતિ ઘણી જ બદલાઈ ગઈ અને તેમની તાકાત ઓછી થયલી પ્રત્યક્ષ માલમ પડી. આ પ્રમાણે તેમનું બળ ધીમે ધીમે હીણુ થઈ ગયું હતું. છતાં એક છેલ્લો હુમલો કરવાને તેઓએ સને ૧૭૮૧માં હિમ્મત કરી. આ વખતે અંગ્રેજોની સ્થિતિ કોઈ પણ પ્રકારે સારી નહોતી; ફ્રાન્સ, સ્પેન, હોલેન્ડ અને અમેરિકાના સંસ્થાનોની સામે ઇંગ્લંડને એકલે હાથે ટક્કર ઝીલવાની હતી, હિંદુસ્તાનમાં પણ હૈદરઅલ્લી તથા મરાઠાઓની સામે તેઓને અવારનવાર લડવાનું હતું. છતાં જો કે ફ્રેન્ચ કાફલાની સરદારી ફ્રાન્સના સૌથી હોંશિયાર અને ચાલાક નૌકાસરદાર સફ્રેનને આપી હતી અને લશ્કર બુસીના હાથ હેઠળ હતું તોપણ તેઓ કાંઈ પણ મહત્વનું કાર્ય કરી શક્યા નહિ. ગમે તેમ પણ અંગ્રેજોના કબજામાં જે મુલક હતો તે ઉપરનો તેમનો કાબુ પહેલા કરતાં ઘણોજ મજબુત હતો, અને ફ્રેન્ચ સરદારો પોતાની સલામતી તથા ખોરાકને માટે આધાર રાખી શકે એવું કોઈ પણ બંદર તેને માટે ખુલ્લું નહોતું, હિંદુસ્તાન આવવાનો સફ્રેનનો મુખ્ય હેતુ એજ હતો કે અમેરિકાના સંસ્થાનવાસીઓના બળવામાં અંગ્રેજો રોકાયલા હતા તેનો લાભ લઈ પૂર્વ તરફ તેમને હેરાન કરવા; પણ સને ૧૭૮૩માં વરસેલ્સ આગળ તહનામું થતાં સફ્રેનને યુરોપ પાછા ફરવું પડયું. ફ્રેન્ચ લોકોનો છેલ્લો યત્ન આ પ્રમાણે નિષ્ફળ જવાથી એમ કહી શકાય કે સને ૧૭૬૩માં પેરીસ આગળ જે સલાહ થઈ ત્યારથીજ યુરોપનાં બાકીનાં સઘળાં દરિયાઈ રાજ્યો વેપાર તથા મુલકગિરીમાં ઈંગ્લંડના હરીફ થતાં અટકી પડયાં, અને ઈંગ્લંડને હિંદુસ્તાનના દેશી રાજાઓ સાથેજ પોતાનું બળ અજમાવવાનું રહ્યું.

# પ્રકરણ ૬ ઠું.

## બંગાળાની જીત.

**૧. કલાઇવ**—ફ્રેન્ચ લોકોનો હિંદુસ્તાન સાથેનો સંબંધ કેવી રીતે અને ક્યારે સદંતર છુટયો તે એકજ સ્થળે બતાવવાના હેતુથી પાછલા પ્રકરણમાં આપણે સને ૧૭૮૩ સુધીની હકીકત વાંચી. હવે બંગાળામાં બનેલા બનાવોની નોંધ લેવા માટે આપણે કેટલાંક વર્ષ પાછળ હઠવું પડશે.

અંગ્રેજી સત્તાનો ઉદય અને ફેલાવો સગવડતાથી બે ભાગમાં વહેંચી શકાય. જો કે એ બેઉ ભાગનો સમય કેટલેક દરજ્જે સામાન્ય લાગે તોપણ અંગ્રેજી રાજ્યના બંધારણમાં તે ભિન્ન ભિન્ન પણ અનુક્રમે બનતી હાલતો દર્શાવે છે. પહેલા ભાગમાં રાજ્ય માટેની હરીફાઈ પાશ્ચાત્ય પ્રજાઓમાંજ અટકી રહી હતી, તેઓ વચ્ચે જે ખેંચતાણ થઈ તેનો વીશ વર્ષમાં જ અંત આવ્યો. બીજો ભાગ, જેમાં હવે આપણે દાખલ થઇએ છીએ, તેમાં અંગ્રેજોને હિંદુસ્તાનના દેશી રાજાઓ સાથે વ્યાપાર બાબત અથવા કિનારા ઉપરના જમીનના ટુકડા બાબત નહિ પણ આખા મુલક ઉપર સર્વોપરી સત્તા મેળવવા સારૂ લડવું પડયું. સને ૧૭૫૬માં કલાઈવ અને વૉટસન બંગાળાના નવાબ પાસેથી કલકત્તા પાછું હસ્તગત કરવા મદ્રાસથી ઉપડયા ત્યારથી આ લડાઈની શરૂઆત ગણતાં બીજાં પચાસ વર્ષમાં તે વાસ્તવિક રીતે પુરી થઈ એમ કહી શકાય; અગર જો ત્યારપછીનાં પચાસ વર્ષમાં અનેક પ્રદેશો સ્હામા થઈ ગયા હતા તે એટલે સુધી કે સિંધ અને પંજાબનો મુલક જોડાઈ જતાં અંગ્રેજી રાજ્ય હિંદુસ્તાનની કુદરતી સીમા લગી લંબાયું.

સને ૧૭૫૭થી ૧૮૫૭ સુધીનાં સો વર્ષનાં ઇતિહાસ ઉપર નજર ફેંકતાં કોઇને પણ સાધારણ રીતે જણાયા વગર રહેશે નહિ કે અંગ્રેજોએ એટલા વખતમાં અણધારેલી સહેલી રીતે એક મહાન પરાક્રમ કર્યું હતું. આ બનાવ ઇતિહાસમાં એટલો બધો અપૂર્વ, અને અર્વાચીન રાજકીય વિચારોથી એટલો વેગળો લેખાય છે કે હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યના ઉદયના અભ્યાસીઓ, તેની ઉત્તરોત્તર વૃદ્ધિ માણસજાતના જ્ઞાનચક્ષુની હદ ઓળંગી જતી હોય એમ ગણવાને લલચાય છે. પરંતુ આ સાધારણ વિચારોનું ખોટારૂં ખરી હકીકતને આધારે પુરવાર કરી શકાય. લડાયક શક્તિમાં ચહડીઆતી અથવા સુધારા વધારામાં આગળ પડતી કોઈ પણ સુધરેલી પ્રજા એક નાનકડા સૈન્યની મદદ વડે સહેલથી હિંદુસ્તાન જીતી તેના ઉપર અમલ ચલાવી શકે એ વિચારોમાં કંઈ પણ વિલક્ષણતા અથવા કૌતુક નથી. કારણ બાબરે સોળમા સૈકામાં મધ્ય એશિયામાંથી આવી હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરી, અને ૧૫૨૬માં પાણીપતની લડાઇમાં ઇબ્રાહીમ લોદીને હરાવી મોગલ વંશની સ્થાપના કરી હતી. આ કાર્ય બાબરને કેટલું સહેલું અને સગવડભર્યું લાગ્યું તે તેના પોતાના હાથે લખેલાં વૃતાન્ત વાંચવાથી સહેજે જણાશે. જો આ મુજબ એક વખત થયું તો ફરીથી તેવું જ કેમ ન થાય એ સમજાતું નથી. જ્યારે અઢારમી સદીને આરંભે મોગલ શહેનશાહત ડામાડોળ થતાં પડવાની તૈયારીમાં હતી ત્યારે શાંત મને અને નિષ્પક્ષપાતપણે નિરીક્ષણ કરનારાઓને લાગ્યું કે હિંદુસ્તાનનો રાજ્યઅમલ પાશ્ચાત્ય પ્રજાના હાથમાં જઈ પડવાની દરેક જોગવાઈ હતી. ઔરંગઝેબના દરબારમાં આવેલા ફ્રેન્ચ તબીબ બર્નીઅરે પણ આવી જ આગાહી કરી હતી, તો પછી બ્રિટિશ રાજ્ય હિંદુસ્તાનમાં સ્થપાવામાં કંઈ પણ અવનવું બન્યું હોય એમ માનવાને કારણ રહેતું નથી.

હવે આપણે બંગાળામાં કેવા સંજોગોમાં અંગ્રેજ લોકોનો પગપેસારો થયો તે તપાસીશું. સને ૧૭૧૬માં મેળવેલા મોગલ બાદશાહના ફરમાન અન્વયે હુગલી નદી ઉપરની અંગ્રેજોની કોઠીઓ બંગાળાના તુરંગી નવાબોના કાબુમાંથી જતી રહી હતી, અને ઠેરવેલી ખંડણી આપવાના બદલામાં માલ આયાત અને નિકાશ કરવાને તેઓને પરવાનગી મળી હતી. આપણે પાછલાં પ્રકરણોમાં વાંચ્યું તેમ બંગાળાના નવાબ જો કે દિલ્હી દરબારના સુબેદાર હતા છતાં શહેનશાહની સત્તા સહેજ નબળી પડતાંજ પોતાના તાબાના મુલકના સ્વતંત્ર ધણી તેઓ થઈ બેઠા હતા. મરઠાઓનાં ફીતુર અને મધ્ય એશિયામાંથી આવેલા અણચિંતવ્યા હુમલાથી મોગલ રાજ્યની અંધાધુંધી વધી ગઈ ત્યારે બંગાળાના નવાબે દિલ્હીની થોડીજ આજ્ઞા પાળી અને તેથી પણ ઓછી મહેસુલ બાદશાહી તીજોરીમાં પગાર કરી. મુરશીદ કુલ્લીખાનના વખતથી બંગાળાની નવાબી વડીલોપાર્જીત થઈ. પરંતુ સને ૧૭૪૨માં અલીવરદીખાન નામના સાહસિક અફગાને તેના પૌત્રને મારી નાંખી પોતે બંગાળાની ગાદી પચાવી પડયો. તેના પ્રતાપી અમલનાં ચૌદ વર્ષ દરમિયાન પરદેશી વેપારીઓને તેની સામા ફરીયાદ કરવાનું કંઈ પણ કારણ મળ્યું નહોતું. તેના મરણ પછી સને ૧૭૫૬માં તેનો દત્તક પુત્ર સુરાજ–ઉદ–દૌલા ગાદીએ આવ્યો. એ એક જંગલી તથા વહેમીલા સ્વભાવનો અનુભવ રહિત જુવાન પુરુષ હતો અને તેનામાં રાજ્ય ચલાવવાની કંઈ પણ કુદરતી શક્તિ નહોતી. વળી અંગ્રેજો સામે તે એવી રીતે સખત વહેમાઈ ગયો હતો કે બંગાળાની ગાદી માટે તેની સામા એક હરીફ ઉભો કરવાને તેઓ મહેનત કરતા હતા એટલે લગી તે માનતો.

બંગાળામાં સુરાજ–ઉદ–દૌલાની આણ ફરી તેજ વખત કલકત્તાના અંગ્રેજ સંસ્થાનના પ્રતિનિધિને ઈંગ્લંડથી એવી ચેતવણી આપવામાં

આવી કે ફ્રાન્સ સાથે લડાઈ જાગવાની ધાસ્તી હોવાથી તેણે પોતાની કોઠીનો બચાવ કરવા માટે યોગ્ય પગલાં ભરવાં. આ ઉપરથી તેણે કિલ્લેબંધી મજબુત કરવાનો આરંભ કર્યો. બંગાળામાં અંગ્રેજોને પોતાનાં થાણાં ઉપર બચાવનાં કંઈ પણ કામ કરવાનો હક આપવામાં આવેલો ન હોવાથી સુરાજ–ઉદ–દૌલાએ તેમને તેમ કરતાં એકદમ અટકાવ્યા. અંગ્રેજ પ્રતિનિધિ ડ્રેક પોતે કેવી ભય ભરેલી સ્થિતિમાં હતો તે વિચાર્યા વગર તેણે નવાબને એવો જવાબ આપ્યો કે બચાવનાં જે કંઈ કામો કર્યાં છે તે ફ્રેન્ચ લોકો સામે અંગ્રેજોનું રક્ષણ કરવા માટે હોવાથી, અને ફ્રેન્ચ લોકોએ અગાઉ મદ્રાસ જીતી લઈ મોગલ રાજ્યની મધ્યસ્થ સ્થિતિની અવગણના કરેલી હોવાથી, અને તેઓ ફરીથી તેમ કરી કલકત્તા ઉપર આવે એવો સંશય હોવાથી તેમના કૃત્ય માટે કંઈ પણ બાધ લેવા જેવું નથી. આનો અર્થ સુરાજ–ઉદ–દૌલાએ એવો ઉઠાવ્યો કે પરદેશીઓ તેની સર્વોપરી સત્તા તથા રક્ષણ તરફ બેદરકાર છે; એથી તેણે ગુસ્સાના આવેશમાં કાસીમ બઝારની અંગ્રેજી કોઠી જોર જુલમથી લીધી, અને એક મોટું લશ્કર લઈ કલકત્તા ઉપર સ્વારી કરી. અંગ્રેજો થોડો વખત તો તેની સામા ટકી રહ્યા, પણ બચાવનાં સાધનના અભાવે નદીને માર્ગે નાસી જતાં જેટલા અટકયા તેઓને સુરાજ–ઉદ–દૌલાના અભય વચન ઉપર આધાર રાખી શરણે જવું પડયું. દયાહીન નવાબે જેટલા અંગ્રેજો તેના હાથમાં આવ્યા તેમને એક અંધારી કોટડીમાં પુર્યા, જેમાંના આખી રાતની ભયંકર વેદના પછી એકસો છેતાળીસમાંથી માત્ર ત્રેવીશ બીજી સવારે જીવતા નીકળ્યા.

આ ભયાનક બનાવની ખબર મદ્રાસ પહોંચી કે તરત જ એડમીરલ વૉટસન અને કરનલ કલાઇવ અનુક્રમે એક કાફલો તથા લશ્કર લઈ નીકળી પડયા. તેઓના અભિપ્રાય મુજબ આ એકત્ર

લશ્કર કલકત્તા પાછું મેળવવા માટે જ નહિ, પણ આખો હુગલીનો પ્રાંત નવાબ પાસેથી પાછો લેવા, તથા ફ્રેન્ચ લોકોને ચંદ્રનગરમાંથી હાંકી કહાડવા, અને બને તો નવાબની રાજધાની મુરશીદાબાદ ઉપર હુમલો કરવા માટે પુરતું હતું. આ સ્વારીની નિષ્ફળના માટે મદ્રાસમાં કંઈ પણ વસવસો હતો નહિ, પણ સર્વના મનમાં એટલું જ હતું કે એ બહાદુર સરદારો પોતાનું કામ સત્વર આટોપી ફ્રાન્સથી રવાના થતો લાલીનો કાફલો કોરોમાંડલ કિનારા ઉપર આવે તે અગાઉ મદ્રાસમાં દાખલ થઈ જાય. દુશ્મનોની લશ્કરી ટુકડીને કલકત્તામાંથી ખંખેરી કહાડવામાં ક્લાઇવિને કંઈ વિલંબ લાગ્યો નહિ, અને નવાબ તેની સામે થતાં એક અનિયમિત લડાઈ થઈ, પણ તરત જ બેઉ બાજુ વચ્ચે સંધી થઈ. વૉટસન અને ક્લાઇવે હલ્લો કરી ચંદ્રનગર સર કર્યું. પહેલાં તો નવાબે આ કૃત્ય માટે વિરૂદ્ધતા દાખવી નહિ, પણ પાછળથી ફરી જઈ છુપી રીતે બુસીને હૈદરાબાદથી બોલાવવા આમંત્રણ કર્યું.

આમ થવાથી બંગાળામાં અંગ્રેજો ભયંકર વિટંબણામાં આવી પડયા. કારણકે જ્યાંસુધી નવાબ તરફના ભયમાંથી કલકત્તા મુક્ત થાય નહિ ત્યાં સુધી તેઓ મદ્રાસ પાછા ફરવાને અશક્ત હતા. આથી સુરાજ–ઉદ–દૌલાના કેટલાક અસંતુષ્ટ સરદારો તરફથી ક્લાઇવિને મદદ માટે માગણી થતાં તે તેણે તરત જ સ્વીકારી, અને એવો સંકેત કર્યો કે સુરાજ–ઉદ–દૌલાને પદભ્રષ્ટ કરી તેની જગ્યાએ કાવત્રાખોરના મુખી મીરજાફરને ગાદીએ બેસાડવો. આ ગોઠવણ મુજબ ક્લાઇવિ નવાબની સામા ધસ્યો, અને પ્લાસીની લડાઈમાં સખત સીકસ્ત આપી તેના મોટા સૈન્યને વિખેરી નાખ્યું. લડાઈની બીજી સવારે બંગાળાના નવાબ તરીકે મીરજાફરની આણ ફરી, અને તેણે મુરશીદાબાદ જઈ સુરાજ–ઉદ–દૌલાને મારી નાખ્યો. શાંત રીતે આખો પ્રાંત નવા

હાકેમને તાબે થયો. આ જ અરસામાં અહમદશા અબ્દલ્લી દિલ્હીમાં લૂટ ચલાવતો હોવાથી તે વખતનો મોગલ બાદશાહ આ ફેરફારમાં આડે આવવાને અશક્ત નીવડયો. આ અણધારી ઉથલપાથલથી અંગ્રેજોની સર્વોપરી સત્તા બંગાળામાં બીનતકરારે સ્થાપન થઈ.

**૨. આ સમયનાં દેશી લશ્કરો**—પ્લાસી આગળ જે તોફાન થયું તે ખાસ કરીને લક્ષમાં રાખવા લાયક એટલા સારૂ છે કે તેમાં પહેલી જ વખત ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના લશ્કરે ખુલ્લી રીતે એક હિંદી નવાબના સૈન્ય ઉપર હુમલો કર્યો હતો. આ બનાવ અઢારમી સદીની અધવચમાં જે દેશી રાજ્યો તથા લશ્કરો અંગ્રેજોની સામાં થયાં હતાં તેની મૂળ નબળાઈનો એક આબેહુબ ચિતાર આપે છે. હિંદીઓની આ સ્વાભાવિક કમજોરી, અને પોતાના પ્રદેશ ઉપર અમલ ચલાવવાની તથા દુશ્મનો સામે તેનો બચાવ કરવાની તેમની અશક્તિ સ્પષ્ટ રીતે બતાવે છે કે અંગ્રેજો શા કારણથી આવા વિસ્તીર્ણ અને ધનાઢ્ય દેશ ઉપર ત્વરાથી પોતાનો અમલ બેસાડી શક્યા. સાથે સાથે એટલું યાદ રાખવાનું છે કે શરૂઆતમાં કિનારા ઉપરના જે ભાગમાં અંગ્રેજોએ સહેલાઇથી જીત મેળવી તે માંહેલા પ્રદેશો કરતાં બચાવનાં સાધન રહિત જ હતો; કારણ કે તેના ઉપરથી સર્વોપરી સત્તાનો નાશ થયો હતો અને લોકો રણવીર નહોતા. મોગલ વંશની અંતના બાદશાહોના સમયમાં દિલ્હીનું લશ્કર ઘણીજ ખરાબ સ્થિતિમાં હતું; તોપણ ઔરંગજેબના મરણ પર્યન્ત કિનારા ઉપર ચઢાઈ કરતાં કોઈ પણ લશ્કરને મારી હઠાવે તેવું તે બળવાન હતું. જો બંગાળામાં પણ એક પ્રબળ અને સશક્ત સુબેદાર હોત તો પ્લાસીની લડાઇમાં કદાપિ આટલી સહેલાઇથી જીત મેળવી શકત નહિ; કેમકે થોડાં વરસ પછી અંગ્રેજોને દક્ષિણમાં હૈદરઅલ્લી અને પશ્ચિમમાં મરાઠા સાથે જે શરૂઆતની ઝપાઝપી થઈ તેથી ખુલ્લું દેખાઈ

આવ્યું હતું કે એક ચાલાક સમર્થ સરદારના હાથ હેઠળ હિંદી સિપાઇ-ઓની મોટી સંખ્યા ભયાનક પ્રતિપક્ષી થઇ પડે છે.

આરંભમાં અંગ્રેજોએ જે ફત્તેહ મેળવી હતી તે ભાડુતી સિપાઇ-ઓનાં ઢંગધડા વગરનાં ટોળાં કરતાં કોઇ પણ રીતે વધારે ચહડી-આતા નહિ હોય એવા હિંદી લશ્કર સામે હતી. તે વખતમાં નાની નાની ટુકડીઓના સરદારો ભટકતા માણસોને એકઠા કરી જે કોઇ તેને પગાર કરે તેને માટે એક લશ્કર ઉભું કરતા. આ ટોળાંઓ કોઇ પણ જાતની ગંભીર લડાઇમાં ભાગ લેવાને બીલકુલ અશક્ત હતાં, અને તેના સરદારો પોતાના ધણીની સામા કાવત્રાં કરી એક બાજુથી બીજી બાજુએ ચાલ્યા જવા પહેલાં કંઇ પણ વિચાર કરતા નહિ. આવું લશ્કર લઇ જે કોઇ લડવા જાય તેને ફત્તેહ મેળવવા માટે ઘણોજ શક રહે એમાં અજાયબ થવા જેવું નથી. અઢારમી સદીમાં મોગલ શહેનશાહતના બંડખોર જિલ્લા આવાં ભાડુતી ટોળાં-ઓના સરદારોના કબજામાં હતા.

યુરોપીઅન લોકો હિંદી રણભૂમિ ઉપર દાખલ થયા ત્યારે તેમને તરત જ માલૂમ પડયું કે તેઓ એશિયાની કોઇ પણ પ્રજાના કરતાં યુદ્ધકળામાં ચઢીઆતા હતા, અને શાસ્ત્રીય રીતિએ એકત્ર બળનો યોગ્ય ઉપયોગ કરવા માટે જરૂરના ગુણોથી તેઓ ભરપુર હતા. આનું સ્વભાવિક પરિણામ એ આવ્યું કે હિંદુસ્તાનની સૈનિક જાતો પાશ્ચા-ત્ય પ્રજાનાં વાવટા હેઠળ આવવા લાગી, અને જે સરદારો નિયમિત રીતે પગાર આપતા તેવાઓની નોકરી વધારે પસંદ કરવા લાગ્યા. આવાંજ સાધનોમાંથી અંગ્રેજોએ પોતાનાં બળવાન પાયદળ તથા ઘોડેસ્વાર લશ્કર ઉભાં કર્યાં હતાં, અને જયાં ત્યાં વિજય મેળવ્યો હતો.

હિંદી હરીફોની સામે અંગ્રેજો કેવી રીતે ઝપાટાબંધ જીત મેળવી શકયા એ સમજવાને ઉપરની ટીકા મદદ કરશે. ચાલાકીથી પચાવી

પડેલા પ્રદેશના પરદેશી રાજકર્તાઓને ઉઠાડી મુકી, કવાયત પામેલા અંગ્રેજી તેમજ દેશી લશ્કર વડે તેઓના ભાડુતી સિપાઈઓને વિખેરી નાંખવા એ કંઈ અંગ્રેજ જેવા બુદ્ધિમાન લોકોને મુશ્કેલ નહોતું. પણ હમેશાં જ કંઈ તેઓને આવી સહેલથી જીત મળી નહિ. જેમ જેમ દેશના માંહેલા ભાગમાં અંગ્રેજોએ પ્રવેશ કર્યો તેમ તેમ તેઓના માર્ગમાં અનેક અડચણો ઉભી થતી ગઈ, અને કેટલીક વાર તેમની ગતિ અટકી પડી. પશ્ચિમ કિનારા ઉપર અશક્ત બંગાળી નવાબના કરતાં તદ્દન જુદી જાતના હરીફો તેમને મળ્યા હતા. આ કોઈ નહિં પણ મરાઠાઓ હતા. મહત્ત્વના ગુણોથી તેઓ ભરપુર હતા, તથા રાષ્ટ્રીય બંધારણ અને મજબૂત વ્યૂહરચના કરી શકે તેવા તેઓ હતા. તેઓના મહાન પેશ્વા બાલાજી બાજીરાવના સમયમાં હમણાં તેઓએ પ્રાબલ્યની ટોચ ઉપર પહોંચી વિસ્તીર્ણ પ્રદેશો જીતી લીધા હતા, અને ઉત્તર હિંદુસ્તાન તરફ ધસ્યા જતા હતા. મધ્ય પ્રાંતોમાં તેઓ સર્વોપરી હતા. તેઓનું એક લશ્કર નિઝામના રાજ્યમાં લૂટ ચલાવતું ત્યારે બીજું કર્નાટક અને મ્હૈસુરમાં ખંડણી ઉઘરાવતું. આ સઘળાં કૃત્યો અંગ્રેજોને ઘણાં જ ઉપયોગી થઈ પડ્યાં, કારણ કે મરાઠાઓએ વારાફરતી અનેક મુસલમાની રાજ્યોને નબળાં કર્યાં ને મુખ્યત્વે કરીને હૈદ્રાબાદમાંના બુસીના લાગવગને સખત ફટકો લગાવ્યો. એકંદર રીતે મોગલ શહેનશાહતની પડતી વખતે જો યુરોપિયન લોકો હિંદુસ્તાનમાં ન હોત તો આખું દક્ષિણ અને મધ્ય હિંદુસ્તાન મરાઠાઓના હાથમાં આવત. ખરેખર અંગ્રેજો નસીબદાર હતા કે જ્યાં સુધી તેઓનું બળ હિંદુસ્તાનમાં પરિપક્વ થયું નહિ ત્યાં સુધી તેઓને આવા પ્રબળ હરીફો સાથે બાથ ભીડવાનો વખત આવ્યો નહિ.

# પ્રકરણ ૭ મું.

## બંગાળાની સ્થિતિ.

**૧. બંગાળા**—પ્લાસીના મેદાન ઉપર કલ્લાઈવે મેળવેલી જીતથી આખો બંગાળા ઇલાકો અંગ્રેજોના કબજામાં આવ્યો. આથી તેઓની સ્થિતિમાં મહત્વનો અને અસરકારક સુધારો થયો, અને તેઓની યુદ્ધસામગ્રી એટલી બધી વધી ગઈ કે તેઓને હાથે ફ્રેન્ચ લોકો જરૂર માર ખાશે એમ છુટથી કહેવાવા લાગ્યું.

હવેથી ઇસ્ટ ઈન્ડીઆ કંપનીનું મુખ્ય સ્થાન મદ્રાસ બદલાઇ કલકત્તા થયું. આ એક વખાણવા લાયક અને ડહાપણ ભરેલું પગલું હતું, કેમકે હિંદુસ્તાનના મધ્ય ભાગમાં અંગ્રેજ સત્તા અહીંથીજ પ્રસરાતી ચાલી, અને અંગ્રેજોને આ સ્થાનેથીજ હિદમાં સર્વોપરી સત્તાનો કેવી રીતે ઉત્કર્ષ થાય તેનો ખરો માર્ગ સુઝયો. બંગાળાને રસ્તે આગળ વધવું એ હિંદુસ્તાનની નિર્બળ અને અરક્ષિત બાજુએથી દેશમાં પગપેસારો કરવા બરાબર હતું.

અઢારમા સૈકામાં ખેતીવાડી તેમજ હુન્નર ઉદ્યોગમાં બંગાળા સૌથી ફળદ્રુપ અને દ્રવ્યવાન પ્રાંત હતો એ નિર્વિવાદ છે. મધ્ય એશિયામાંથી જે અનેક ચઢાઈઓ હિંદુસ્તાન ઉપર થઇ હતી, તથા શહેનશાહતનાં મુખ્ય શહેરો આગ્રા, દિલ્હી, અથવા લાહોરમાં માંહોમાંહેના વિગ્રહ થયા હતા તેની કંઈપણ અસર બંગાળાને પહોંચી નહોતી. સૈકાઓ સુધી ઉત્તરમાંથી નાસી આવેલા પરદેશીઓના હાથમાં તેનો રાજઅમલ હતો; પણ કન્યાકુમારીથી બંગાળાના કાંઠા સુધી હિંદુસ્તાનના પૂર્વ કિનારા ઉપર ગંગા, જમના, બ્રહ્મપુત્રા વગેરે

મોટી નદીઓના મુખ સિવાય મોટાં વહાણો આવી શકે એવું એક પણ બંદર ન હોવાથી કલકત્તા અને તેની આસપાસનો મુલક દરીઆ તરફથી આવનાર દુશ્મન સારૂ ખુલ્લો હતો, અને તેથી કરીનેજ અંગ્રેજ જેવી વહાણવટી અને વેપારી પ્રજાને આ પ્રદેશ ઘણોજ કિંમતી થઇ પડયો. બંગાળાથી હિમાલય પર્વતની તળેટી સુધી સઘળો વાયવ્ય કોણનો પ્રદેશ સપાટ હોવાથી જે કોઇના કબજામાં આ વિસ્તીર્ણ મુલક હોય તેના હાથમાં આખા હિંદુસ્તાનનું ઉપરીપણું આવે એમ સહેજ માની શકાશે. અફગાનિસ્તાનથી માંડીને બ્રહ્મદેશની હદ શરૂ થાય ત્યાં સુધીની હિંદુસ્તાનની ઉત્તર તરફની સરહદ ઉપર વિકટ માર્ગે પણ ઓળંગી ન શકાય એવા પર્વતોની હાર આવેલી હોવાથી દરીઆને રસ્તે ચઢાઇ લાવનાર માણસને આ કુદરતી બચાવનાં કામો ઘણાં ઉપયોગી નીવડે છે. તે દરીઆ ઉપરથી અરક્ષિત માર્ગે દેશમાં દાખલ થાય છે, કુદરતી કિલ્લેબંધીવાળા મુલકના મધ્ય ભાગ લગી ધુસી જઇ અગત્યના પ્રાંતો કબજે કરે છે, અને કુદરતે ઉભાં કરેલાં બચાવનાં કામોનો પોતાના દુશ્મનો સામે લાભ લે છે. આવીજ રીતે સને ૧૭૫૭ થી ૧૮૪૯ લગી અંગ્રેજોએ દેશી રાજકર્તા સાથે લડાઇ કરી હિંદુસ્તાનમાં પોતાની સત્તા બેસાડી

૨. **બંગાળાના કારભારમાં ઘોંટાળો**—પ્લાસીના રણસંગ્રામ પછી અંગ્રેજો સારૂ તાકીદનું અને અગત્યનું જે કામ હતું તે બંગાળાનો કારભાર નિયમિત કરી ત્યાં ચાલતી અંધાધુંધી દૂર કરવાનું હતું. મીરજાફરે બંગાળાનું નવાબપદ ધારણ કર્યું ત્યારે અંગ્રેજોએ તેની પાસે એવી શરત કરાવી લીધી હતી કે કલકત્તા તથા બીજી કોઠીઓ ઉપર સુરાજ–ઉદ–દૌલાએ હુમલો કરવાથી અંગ્રેજોને જે નુકસાન વેઠવું પડયું હતું તે પેટે, અને લડાઇમાં જે ખરચ તેમને થયો હતો તે બદલે તેણે નાણાંની મોટી રકમ પગાર કરવી, અને

તેના અવેજમાં નવાબને જરૂર પડે ત્યારે તેને ખરચે અંગ્રેજોએ લશ્કર પુરૂં પાડવું. આવી શરતની દેખીતી મતલબ એજ હતી કે નવાબની તીજોરી હરેક પ્રકારે ખાલી કરવી, અને તેણે પોતાની સત્તા પ્રવર્તાવવામાં બીનજોખમદાર પરદેશીઓ ઉપર આધાર રાખવો. કોઈ પણ મુલકમાં એક સ્વચ્છંદી તથા આપખુદ ટોળકીની મુનસફી ઉપરજ આધીન રહેવા જેવી અધમતાએ રાજકર્તા પહોંચે તો તેનાથી જેટલી અંધાધુંધી પથરાય છે તેટલી બીજા કશાથી થતી નથી. બંગાળાના ખાસ કરીને ખરાબ સંજોગોને લીધે અનિશ્ચિત અને વહેંચાયલી સત્તાની બદી ત્યાં ઘણી જ વધી ગઈ. પહેલાં તો અંગ્રેજ કંપની અને નવાબ બન્નેને એકસરખી રીતે પૈસાની તાણ પડી. ફ્રેન્ચ લોકો સામેની લડાઈ ચાલુ રાખવા માટે કંપની અથાગ નાણું મદ્રાસ રવાના કરતી; અને નવાબ પોતાનું લશ્કર વિખેરી નાંખી પોતાની સલામતી માટે પરદેશી મળતીઆઓની મહેરબાની ઉપર આધાર રાખવાનું પસંદ નહિ કરતો હોવાથી ચહડેલા પગાર માટે ચાંપીને ઉઘરાણી કરતાં બંડખોર ટોળાંઓથી તે વીંટળાઈ ગયો હતો. એટલામાં તેના કેટલાક મુખ્ય જાગીરદારોએ બંડ ઉઠાવ્યું. મરાઠાઓ પશ્ચિમ તરફથી બંગાળા ઉપર આવતા હતા, અને દિલ્હીના બાદશાહનો શાહજાદો પોતાના પિતાના મુલકનો એક પ્રાંત સર કરવાને બહાને બંગાળાના વાયવ્ય ખુણા ઉપર લશ્કર લઇને આગળ વધતો હતો. આ હુમલાની સામે થવાને મીરજાફરને મોટા લશ્કરની જરૂર હતી. બીજી તરફ અંગ્રેજ કંપની તેને જે લશ્કરી મદદ આપતી તેના બદલામાં નવાબ પાસે મોટી રકમ નિયમિત વખતે લેવાને આગ્રહ કરતી. હજી પણ અંગ્રેજોનાં મુખ્ય હિત તથા હેતુ વેપારમાં જ સમાયલાં હતાં, પણ તે ઉપરાંત રાજકીય ખટપટ તેમણે માથે વહોરી લીધેલી હોવાથી અસહ્ય બદીઓ અને ગેરવ્યવસ્થા બંગાળામાં જન્મ પામ્યાં.

અૅંગ્લો-હિંદી ઇતિહાસના આ જ સમય દરમિયાન અંગ્રેજના નામ ઉપર ઘણાજ ગંભીર પ્રકારની અને અક્ષમ્ય બદનામી આવી. સને ૧૭૬૦ થી ૧૭૬૫ સુધીનાં છ વર્ષમાં જ્યારે ક્લાઇવ ઈંગ્લંડ ગયો હતો ત્યારે કંપનીનું કામકાજ અશક્ત અને બીનઅનુભવી અમલદારોના હાથમાં ગયાથી ક્લાઇવે જે અથાગ મહેનતે બંગાળાનો વહિવટ વ્યવસ્થિત કર્યો હતો તે ઉલટાઈ ગયો, બહારથી હુમલા આવવા લાગ્યા, અને ખુદ બંગાળામાં કંપનીના પ્રતિનિધિ તથા નવાબ વચ્ચે કડવાસ ભરી લાગણી ઉત્પન્ન થઈ. સ્વાભાવિક રીતે નવાબનો મનસુબો પોતાની સ્વતંત્રતા સિદ્ધ કરવાનો હોવાથી કંપનીને હરેક પ્રકારે વીટંબણામાં નાંખી તેના હરીફો સાથે મળી જઈ તે કાવતરાં રચતો, અને મરાઠાઓને હરાવવા માટે જે યુક્તિપ્રયુક્તિ થતી તેને નિષ્ફળ કરવા મથતો.

આનું પરિણામ એ આવ્યું કે નવાબ અથવા કંપની કોઇ પણ માફકસર અમલ ચલાવી શક્યું નહિ, અને બેઉ પ્રજામાં અળખામણાં થઈ પડ્યાં. અંગ્રેજ વેપારીઓ બંગાળામાં દોલતમંદ થવાના હેતુથીજ આવેલા એટલે તેઓનું કામ સર્યું કે તેમાંના ઘણાએ તો સ્વદેશ તરફ પરાયણ કરવા માંડયું. જેઓ રહ્યા હતા તેમાંના કેટલાક તો કાયદાના અગર સાર્વજનિક બંધનમાંથી પોતાને મુક્ત ગણતા, ને અનેક લાલચોના ભોગ થઈ પડતા. સ્વમાન, ન્યાય બુદ્ધિ તથા પ્રામાણિકપણું બાજુએ મુકી મોગલ અથવા મરાઠાઓની માફક, પણ તેમના કરતાં વધારે નિયમિત તથા વ્યવહારૂ રીતે, તેઓએ ફાવ્યું તેમ લૂંટ ચલાવી. આવી રીતે સહેલાઇથી શ્રીમંત થઈ જતાં કંપનીના નોકરોમાં અવિનય અને સીરજોરી વધી ગયાં, કંપનીની આવક ઘટી ગઇ અને મીરજાફર સાથેની તકરારે ઉગ્ર રૂપ ધારણ કર્યું.

આખરે આ વારંવાર ઉપસ્થિત થતા ટંટાનો એકદમ નીવેડો

લાવવા સારૂ કલકત્તાના પ્રેસીડંટ અને કૌન્સિલે મીરજાફરને ગાદીએથી ઉઠાડી મુકી તેના મુખ્ય મહેસુલી પ્રધાન અથવા દીવાનને તે જગાએ બેસાડવાનો ઠરાવ કર્યો. મીરકાસમે અંગ્રેજોને પુરતાં નાણાં વખતસર પગાર કરવાનું વચન આપ્યું, ને બંગાળાના નવાબી મસનદ ઉપર ગોઠવાઈ ગયો. પણ મીરજાફરની માફક મીરકાસમ પણ થોડા વખતમાં કરેલી કબુલાત પાળવામાં નિષ્ફળ થયો, અને કંપની સાથેનો કંકાસ જુસ્સાભેર વધી ગયો. રાજ્યની સામાન્ય અંધાધુંધીને લીધે તેમજ રસ્તાની સલામતીને અભાવે ઉત્તર હિંદુસ્તાનનો વેપાર અટકી પડયો, અને અંગ્રેજોએ હાથમાં આવેલી સત્તાનો ઉપયોગ કરી હિંદી વેપારી માલ યુરોપ તરફ નિકાશ કરવાનો તેમનો એકલાનો હક છે, એમ નવાબ પાસે જાહેર કરાવવા, તથા બંગાળામાં આયાત નિકાશ ઉપર લેવાની જકાતમાંથી તેમને બાતલ કરાવવા આગ્રહ કર્યો. આવા હક સિદ્ધ કરાવવામાં કંપનીના દેશી તેમજ અંગ્રેજ નોકરોએ નવાબની સત્તા તરછોડી કહાડી, અને તેના મુલ્કી અમલદારોની સામા હથીઆર લઈ ઉભા થયા.

આ પ્રંચડ ઘસારામાંથી પરિણામે એક મોટો ધડાકો થયો. મીરજાફર કલકત્તાની કોઠી ઉપર હુમલો કરવાનો મનસુબો કરે છે એમ માલમ પડતાં તેને તેમ કરતો અટકાવવાના હેતુથી પટનાના થાણાના મુખી એલીસે તે શહેરનો એકદમ કબજો લીધો, પણ તે નવાબના લશ્કરની સામા બચાવ કરવાને અશક્ત હોવાથી તેનાં માણસો નાસી જતાં નવાબના હાથમાં સપડાઇ ગયાં. એટલામાં કંપનીના લશ્કરે નવાબને સખત શીકસ્ત આપવાથી તેણે ગુસ્સાના આવેશમાં પોતાના કબજામાંના અંગ્રેજોને કાપી નંખાવ્યા ને પોતે આઉધના વઝીરની છાવણીમાં નાસી ગયો. અંધાધુંધીના આવા કરૂણારસ ભરેલા પરિણામથી અંગ્રેજો ઠંડા થઈ ગયા, નાલેશી ભરેલા હકો છોડી દીધા

અને મીરજાફરને સને ૧૭૬૩માં પુનઃ બંગાળાનો નવાબ બનાવ્યો. એ વર્ષ રહી મીરજાફર મરણ પામતાં બંગાળાના મસનદ ઉપર પુતળા જેવા નવાબ બેસાડવાની રૂઢીનો અંત આવ્યો; કેમકે સને ૧૭૬૫માં હિંદુસ્તાન પાછા ફરતાં કલાઈવે, દિલ્હીના બાદશાહ પાસેથી બંગાળા, બહાર અને ઓરિસાના ત્રણ પ્રાંતોની મહેસુલ ઉઘરાવવા તથા તેનો વહિવટ ચલાવવાનો હક બક્ષિસ મેળવ્યો. આ દિવાનીના હકથી અંગ્રેજો શહેનશાહતના એક મોટા વિભાગના પ્રત્યક્ષ વહિવટદાર થયા.

**બંગાળાની બહારનો રાજકીય મામલો**—મીરકાસમ આઉધના વઝીરની છાવણીમાં નાસી ગયો ત્યારે દિલ્હીનો બાદશાહ પણ ત્યાં હતો, એટલે દૈવયોગે મળેલી તકનો લાભ લેવા વઝીર ચુકયો નહિ. બંગાળામાં દિલ્હીની સત્તા ફરીથી સ્થાપવાને બહાને, પણ ખરૂં જોતાં ફાવે તેટલો મુલક પોતાના અમલ હેઠળ ખેંચી લેવાને મતલબે બાદશાહને નામે તેણે બંગાળા ઉપર સ્વારી કરી. બકસર આગળ મેનેજર હેકટર મનરો અંગ્રેજ લશ્કર લઇ તેની સામા થયો અને તેને હરાવ્યો. આ હારનું પરિણામ ઘણુંજ મહત્વનું આવ્યું. અંગ્રેજોની જીતથી દિલ્હીનો બાદશાહ તેમના કબજામાં આવ્યો; આઉધનો વઝીર ગભરાઈ ગયો, કંપનીનું લશ્કર ગંગાનદી ઓળંગી બનારસ અને અલ્હાબાદ લગી જઈ પહોંચ્યું, અને બંગાળાની વાયવ્ય કોણના પ્રદેશો ઉપર નજર ફેંકી શકાય એવી સ્થિતિમાં અંગ્રેજ અમલદારો મેલાયા. આ લડાઇથી અંગ્રેજો ઉત્તર હિંદુસ્તાનના વધારે સમાગમમાં આવ્યા અને સપાટાબંધ વિસ્તીર્ણ થતી રંગભૂમિ ઉપર તેમણે પ્રવેશ કર્યો.

આ સ્થળે અઢારમી સદીની અધવચમાં બંગાળાના વાયવ્ય ખુણાથી હિમાલયની તળેટી સુધી લંબાતા સપાટ પ્રદેશની હાલત ઉપરટપકે તપાસવી યોગ્યજ લેખાશે. આગ્રા અને આઉધના સંયુક્ત પ્રાંતો

તથા પંજાબના બનેલા આ મોટા મુલકમાં ઔરંગજેબના મરણના સમયથી ચાલતી અંધાધુંધીનું પ્રબળ હમણાં પૂર જામેલું હતું. પડી ભાગેલી શહેનશાહતના ખંડીએર માટેની હોંસાતોંસી મોગલ રાજધાનીમાં અને પ્રાંતિક સત્તાનાં મુખ્ય ધામોમાં ઉગ્ર પ્રકારની ચાલતી હોવાથી હિંદુસ્તાનના બીજા કોઈ પણ ભાગ કરતાં દિલ્હી અને આગ્રા, લખનોઉ અને બનારસમાં સર્વથી વધારે વાર લડાઈઓ થઈ હતી. બસેં વર્ષના જુલમી અમલે આ સપાટ પણ ફળદ્રુપ પ્રદેશના અનેક સ્વતંત્ર સરદારો તથા એકસંપ થયલી જાતોને સચોટ દાબી નાંખેલાં હોવાથી જ્યારે મોગલ રાજ્ય પડયું ત્યારે દેશમાં ચાલેલી ગેરવ્યવસ્થા અટકાવવાને કાંઈ પણ સ્થાનિક સાધનો રહ્યાં નહોતાં. દક્ષિણમાંથી તીડની માફક મરાઠાઓ ઉભરાઈ આવ્યા, અને ઉત્તરમાંથી અફઘાનો ઉતરી પડ્યા. ઔરંગજેબના મરણ પછી પચાસ વર્ષમાં મોગલ શહેનશાહ દગલબાજ પ્રધાનો અથવા લોભી ધુતારાઓના હાથમાં ફસાઇ પડયા અને શહેનશાહતની કંઈ પણ સત્તા તેમના હાથમાં રહી નહિ. દેશની આ હાલતમાં દિલ્હીના સુબેદારો અને પ્રતિનિધિઓ પોતપોતાનાં સ્વતંત્ર સંસ્થાનો સ્થાપવા મંડી પડયા, અને એક બીજાને ભોગે પોતાની સીમા જેમ બને તેમ લંબાવવા મથ્યા.

આપણે જાણીએ છીએ તેમ દક્ષિણમાં નિઝામે પોતાની આણ ફેરવી હતી; વાયવ્ય ખુણામાં મોગલ બાદશાહનો પ્રધાન પોતાનો અમલ ગંગા નદીની પૂર્વમાં આવેલા આઉધના પ્રાંતમાં બેસાડી ચુકયો હતો; અફઘાનિસ્તાનમાંથી ઉતરી આવેલા રોહીલાઓએ બહાદુરીથી રોહીલખંડનો મુલક પચાવી પાડયો હતો, અને કોઇક ડાહ્યો અને નસીબદાર જાટ સરદાર જમના નદીની પેલીપાર ભરતપુરનું રાજ્ય સ્થાપવામાં ફત્તેહ પામ્યો હતો. પડીભાગેલા મોગલ રાજ્યના એક મોટા અમલદારે આગ્રાનો કબજો લીધો હતો; બીજાએ બાદશાહના શરીર

ઉપરાંત દિલ્હી હસ્તગત કર્યું હતું. પંજાબની હાલત પણ તેવી જ હતી. અફઘાનિસ્તાનના હાકેમના પ્રતિનિધિઓએ તેનો કેટલોક ભાગ સર કર્યો હતો, અને બાકીનો ઝનુની અને બંડખોર સીખ લોકોનો હાથમાં હતો. આ સમયમાં સત્તા તથા મુલકને સારૂ જે અસાધારણ મોટી ખેંચતાણ થઇ તેમાં સામાન્ય રીતે ઉપર કહેલા જોરાવર હરીફોએ આગળ પડતો ભાગ લીધો હતો. આ સઘળામાંનો એક પણ તેના તાબામાં આવેલા મુલકનો હકદાર માલીક નહોતો, તેમજ રાજ્યની યોગ્ય અવસ્થાનું અથવા રાજકીય મૂળતત્ત્વોનું તેને સહેજ પણ ભાન નહોતું. દરેક વ્યક્તિ પોતાની જાત ઉપરજ આધાર રાખતી. જેની પાસે પુરતા પૈસા હોય તે અથવા જેની આંટ ભારે હોય તે દોંગાઈ કરતા. વળી કોઇક એકાદ પ્રાંત્તની મહેસુલ ઉઘરાવવા માટેનું ફરમાન બાદશાહી તીજોરીમાંથી મેળવી શકતું. જો તે જમીનદાર વર્ગની હઠીલાઈ દૂર કરી મહેસુલ વસુલ કરી શકે તો ઘણુંખરૂં તે પ્રાંત તેનો થઈ જતો, અને તેનું બળ વધતાં તેનાં સંસ્થાનની હદ લંબાતી જતી. જો કોઈ પ્રબળ મુખીની સરદારી હેઠળ ખેડુતો એકત્ર થઈ તેને હાંકી કહાડે તો તેવો મુખી એક નાનકડા રાજ્યનો ધણી થઈ પડતો. આવી રીતે જમીન અથવા તેની મહેસુલને અંગે જે અનેક લડાઇઓ થયેલી તેને લીધે દેશમાં ચિત્રવિચિત્ર પ્રકારની જમાબંધી હાલમાં હસ્તી ભોગવતી માલમ પડે છે.

તોફાની દરીઆનાં ઉછળતાં મોજાં ઉપર અફળાતા એક ભાગી ગયેલા વહાણ જેવીજ મોગલ રાજ્યની હાલની સ્થિતિ હતી. અત્યાર સુધી એક રાજ્યકેદી તરીકે રહેલા આલમગીર બાદશાહના ખુન પછી નૈરૂત્ય કોણમાંથી મરેઠાઓ અને વાયવ્ય કોણ તરફથી અહમદશા અબદલ્લી ઉત્તર હિંદુસ્તાન ઉપર ધસતા ચાલ્યા. જ્યારે સને ૧૭૫૭માં અહમદશા દિલ્હી જઈ પહોંચ્યો ત્યારે બાદશાહ પાસે નજીબ-ઉદ-દૌલાની મુખ્ય

પ્રધાન તરીકે નિમણુક કરાવી અને પંજાબમાં પોતાની તરફનો એક પ્રતિનિધિ ગોઠવ્યો. ઉત્તર હિંદુસ્તાન ઉપરનો પોતાનો કાબુ અખંડ રાખવાના હેતુથી આ ગોઠવણો કરી અહમદશા પાછો સ્વદેશ સિધાવ્યો. પણ મરાઠાઓએ તેની ગેરહાજરીનો લાક્ષણિક બહાદુરી તથા કંઇક ઉદ્ધતાઈ લાભ લીધો. જ્યારે પેશ્વાઓમાં સર્વથી નિપુણ તથા અક્કલબાજ તરીકે વખાણાયલો બાલાજી બાજીરાવ મધ્ય હિંદમાં મરાઠી સત્તાનો પાયો નાંખવામાં રોકાયો હતો, ત્યારે તેનો ભાઈ રઘુનાથરાવ એક મોટું લશ્કર લઇ ઉતર તરફ ઉપડયો. હોલકર અને સિંધીઆની મદદથી તેણે દિલ્હીનો કબજો લીધો, નજીબ-ઉદ્-દૌલાને ત્યાંથી ખંખેરી કહાડયો, લાહોર ઉપર ત્વરાથી જઈ પહોંચી ત્યાંના અફ્ઘાન પ્રતિનિધિને હાંકી મુકયો અને પંજાબમાં મરાઠી અમલ બેસાડયો.

આ મહાન પરાક્રમ ગ્રાંટ ડફના શબ્દોમાં કહીએ તો મરાઠાઓની શ્રેષ્ઠતાનું શિરોબિંદુ દાખવે છે. 'દક્ષિણના ઘોડાઓએ સિંધુ નદીનાં પાણીથી પોતાની તરસ મટાડી હતી; પણ અહીંથી જે તેમનું નસીબ ઉલટાઈ ગયું અને ઉત્કર્ષની જે ભરતીમાં તેઓ અદ્યાપિ પર્યન્ત ઘસડાતા હતા તેની ઓટ બેઠી. ઉત્તર હિંદુસ્તાનના માલિક થવા માટે આવો હિમ્મત ભર્યો સપાટો મારવામાં મરાઠાઓ તેમની ગણત્રીમાં ચુકયા હતા, કેમકે આથી તેમના મધ્યસ્થાનથી ઘણે દૂર તેઓ જઈ પડયા હતા. વળી ઉત્તરનાં મુસલમાની રાજ્યો અસંખ્ય હોવા ઉપરાંત શૂરવીર અને બળવાન હતાં, અને અહમદશાને છંછેડવામાં તેઓને અત્યાર લગી મળેલા કોઈ પણ હરીફ કરતાં ભયંકર દુશ્મન તેઓએ ઉભો કર્યો હતો. દિલ્હી મરાઠાઓના હાથમાં જવાથી ઉત્તર હિંદુસ્તાનના મુસલમાન રાજાઓમાં તેમની પોતાની હસ્તી તથા સલામતી માટે ધાસ્તી પેઠી. તેઓને તરતજ લાગ્યું કે કોઇક મજબુત અને લડાયક સરદારની આગેવાની હેઠળ સર્વના બચાવ માટે જો

તેઓ એકત્ર થાય તોજ તેઓનું રક્ષણ થઈ શકે. અહમદશાના ઉપરીપણા નીચે આવી એકસંપી ઉભી કરવામાં નજીબ–ઉદ–દૌલાએ મહેનત કરવામાં બાકી રાખ્યું નહિ. આ એકત્રતાની સઘળી ગોઠવણ સંપૂર્ણ થતાં સને ૧૭૫૯–૬૦ માં અફઘાન સરદાર લડાઈમાં ભાગ લઈ શકે તેવા સઘળા અફઘાનોને લઈને પંજાબમાં આવ્યો. તેણે એકે સપાટે લાહોર જીત્યું, અને મરાઠા અમલદારોને હાંકી કહાડયા; પંજાબના દક્ષિણ ભાગ ઉપર હોલકર તથા સિંધીઆ લૂટ ચલાવતા હતા તેમના ઉપર હલ્લો કરી વારાફરતી બન્નેને મારી હઠાવ્યા, દિલ્હી પાછું લીધું અને વિજય મેળવતો ગંગા નદીના કિનારા સુધી તે જઈ પહોંચ્યો. પેશ્વાએ તરતજ એક પ્રચંડ લશ્કર તૈયાર કરી અહમદશાની સામા મોકલ્યું. આ વખતે લગભગ બધા મરાઠા સરદારો એકત્ર થઈ સામાન્ય દુશ્મનનો પરાજય કરવા દ્રઢ મને આવ્યા હતા, બીજી બાજુએ અબદલ્લીના અગ્રસરપણા હેઠળ મુસલમાનો એકસંપ થઈ તેની સામા થયા. આ બે મોટાં લશ્કરો સને ૧૭૬૧માં દિલ્હીની નજદીક પાણીપત ઉર્ફે કુરૂક્ષેત્રના પ્રાચીન ઐતિહાસિક મેદાનમાં વ્યૂહ રચનામાં ગોઠવાઈ ગયાં. મરાઠાઓએ લડાઈ શરૂ કરતાં પોતાના ઝનુની હુમલાથી દુશ્મનોની સખત કાપણી કરી. આથી અફઘાન લશ્કરની જમણી બાજુ એકદમ ગભરાટમાં પડી અને મરાઠાઓની તોપના નુકસાનકારક ગોળાઓની સામે તેનો મધ્ય ભાગ ટકી શકયો નહિ. ગુસ્સાના આવેશમાં નાસીપાસ થતાં અહમદશાનો વઝીર અફઘાનોને રણક્ષેત્ર ઉપરથી નાસતાં અટકાવવામાં નિષ્ફળ નીવડયો, પણ અફઘાન સરદાર પોતે ઘણો હિમ્મતવાન અને કાબેલ હતો. તે બખતર પહેરેલા ઘોડા ઉપરથી ઉતરી ફાલતુ રાખેલા લશ્કરને લઈ મરાઠાઓની સામા ઉપડયો. થોડીક વાર તો મરાઠાઓ બહાદુરીથી લડ્યા, પણ તેનો સરદાર નાશી જતાં અથવા મરણ પામતાં તેઓની વ્યૂહરચનામાં ભંગાણ

પડયું, અને અસંખ્ય માણસો કપાઈ જતાં તેઓએ ઘણીજ સખત હાર ખાધી.

આ પ્રમાણે સચોટ ફત્તેહ મેળવતાં અહમદશાએ ધાર્યું હોત તો ઉત્તર હિંદુસ્તાનમાં અફઘાન અમલ સ્થાપી શકતે. અત્યાર લગી અનેક વંશના રાજાઓએ દિલ્હી અથવા આગ્રામાં પોતાની ગાદી દુશ્મનો ઉપર જીત મેળવીનેજ સ્થાપી હતી. જો અહમદશા પણ તેમ કરત તો હિંદુસ્તાન સાથેના અંગ્રેજોના સંબંધનો ઇતિહાસ જુદોજ લખાતે, પણ અફઘાન લશ્કરે મેળવેલી લૂટ લઇને સ્વદેશ પાછા ફરવાને તેને આગ્રહ કર્યો. કાળ નિર્ગમન થતાં અહમદશાનો કાબુ ઉત્તર હિંદ ઉપરથી ઢીલો પડી ગયો, અને બીજાં ચાલીસ વર્ષ લગી પંજાબમાં ગડબડ થયા કરી, જેની અંતે તે તરફ સીખ લોકોએ પોતાનો અમલ થોડા વખત સારૂ સ્થાપ્યો.

# પ્રકરણ ૮ મું

## મરાઠા અને મ્હૈસુર ( ઈ. સ. ૧૭૬૫–૧૭૭૦ )

**૧. બંગાળામાં કલાઈવની રાજનીતિ ( ૧૭૬૫–૧૭૬૭ )** —પાણીપતની લડાઇમાં મરાઠાઓની સખત હાર થયા છતાં હિંદુસ્તાનના દેશી રાજાઓમાં તેઓ સૌથી ચપળ અને ભયાનક હતા. તેમની અતિ લોભી વૃત્તિ તથા મુસલમાની સત્તા તરફના સખત વેરભાવને લીધે તેમજ તેમની લૂટફાટ કરવાની સાહજિક વૃત્તિને લીધે ખાસ કરીને સઘળા મુસલમાન સરદારો તથા રાજાઓ તેઓની સામે એકત્ર થઈ ગયા. આ પરિણામ અંગ્રેજોને લાભનું હતું, કારણ એથી

જેઓ મરાઠાની સામા થયાઃ તેઓ સર્વે ખરૂં જોતાં અંગ્રેજોની તરફ આવ્યા. આઉધનો વઝીર, જે હવે ઉત્તર હિંદુસ્તાનમાં એક આગેવાન મુસલમાન સરદાર થઈ પડયો હતો તે પણ સને ૧૭૬૫ માં બંગાળા ઉપર બીજી વખત હુમલો કરવામાં નિષ્ફળ જવાથી અંગ્રેજો સાથે મિત્રાચારી બાંધવા ખુશી હતો. આજ સમયે લૉર્ડ ક્લાઈવ, દેશના કારોબારમાં સુધારો કરવાની તથા અન્ય રાજ્યો સાથે સલાહ કરવાની કુલ સત્તા લઈ હિંદુસ્તાન પાછો ફર્યો. ગેરબંદોબસ્ત અને લાંચ રૂશવતને લીધે થઈ પડેલો અસહ્ય મામલો સુધારવા અર્થે તેણે હડહડતી બદીઓ દ્રઢતાથી દાબી દીધી, પ્રશંસાપાત્ર બુદ્ધિબળથી કારભારની નવી યોજના રચી, જાહેર રાજનીતિનાં બે શ્રેષ્ટ કામોથી કંપનીના કબજામાંના મુલકમાં અંગ્રેજી રાજ્યનો પાયો મજબુત કર્યો, અને પરરાજ્યો સાથેનો સંબંધ નિયમિત કર્યો.

પહેલું તો કંપની માટે દિલ્હીના શહેનશાહ પાસે બંગાળાની દીવાની એણે સંપાદન કરી, જે હકની રૂએ અંગ્રેજો એક હથીઆર બંધ વેપારી મંડળના બીનજોખમદાર મુખીઓ મટી એક મોટા પ્રદેશની મહેસુલના જુમ્મેદાર વહિવટદાર થયા. પરિણામે દેશમાં પુર જોસથી ચાલતા નાલેશી ભરેલા દગા ફટકા અને નાણાં ઉચાપત કરવાના ગુન્હાઓ અટકાવવામાં અંગ્રેજોનું સીધી રીતે લક્ષ પરોવાયું. આથી કંપનીની ખરેખરી સત્તા તથા બંગાળાના નવાબની નામની હકુમત વચ્ચે વારંવાર જે અથડામણ થતી તે પણ અટકી.

ક્લાઈવનું બીજું મહત્વનું કામ આઉધના વઝીર સાથે મિત્રાચારી કરવાનું હતું. સને ૧૭૬૪ની લડાઈ પછી આઉધના તાબાના બંગાળાના વાયવ્ય ખુણા તરફનો કેટલોક મુલક હસ્તગત કરવાનું અથવા વઝીરને તેનો આખો મુલક સોંપી તેને અંગ્રેજોનો મિત્ર બનાવવાનું કંપનીની મુનસફી ઉપર હતું, કંઈ પણ આનાકાની વગર જીતી

લીધેલો સઘળો મુલક કલાઇવે આઉધના વઝીરને પાછો આપ્યો, અને અંગ્રેજોના અખત્યારમાં આવેલા પ્રદેશની હદ લંબાવવાનું મોકુફ રાખ્યું. બીજા અંગ્રેજ અધિકારીઓના વિચાર પ્રમાણે આ વખતે ક્લાઇવે મોગલ બાદશાહને સાથે લઈ એકદમ દિલ્હી તરફ જવું જોઇતું હતું, અને હિંદુસ્તાનનો બને તેટલો મુલક પોતાને કબજે કરવો હતો. કલાઈવે જે ઠરાવ કર્યો હતો તે ઘણીજ દ્રઢતાથી તથા આસપાસના સર્વ સંજોગોનું ખાસ અવલોકન કરી કર્યો હતો, અને તેથી એણે ઈંગ્લંડમાં કંપનીના ડાયરેકટોરોને આ બાબત ખબર આપતાં જણાવ્યું કે જ્યાં સુધી કંપનીના હિત માટે સ્વીકારાયલી રૂઢીમાં મહત્વનો ફેરફાર કરવામાં આવે નહિ ત્યાં લગી બંગાળા, બહાર અને ઓરીસાની હદ કુદાવી આસપાસનો મુલક તાબે કરવાની યોજના અત્યંત હદ બહારની અને મૂર્ખાઇ ભરેલીજ લેખાશે.

આ બારીક પ્રસંગે હિંદુસ્તાનમાંના અંગ્રેજ સુકાનીઓનો મૂળ હેતુ એ હતો કે કંપનીનાં સંસ્થાનનો વિસ્તાર વધતો અટકાવવો, મુલકગિરીની યોજનાઓ ઉપર સખત અંકુશ મુકવો, અને પરદેશીઓ સાથે યુદ્ધમાં ઉતરવું પડે એવા હિંદી રાજાઓ સાથેના કોઈ પણ સંબંધથી પરહેજ રહેવું. આમ કરવાનું કેટલાકો ધારે છે તેમ, અંગ્રેજો હિંદુસ્તાનના ફેરવાઇ જતા મામલામાં પોતે કઇ તરફ ઘસડાતા હતા તે વિશેની તેમની અજ્ઞાનતા હતી નહિ; પણ તેઓ પોતાની સ્થિતિના પ્રવાહનું અનિવાર્ય પરિણામ ઘણી સ્પષ્ટ રીતે જોઇ શકયા હતા. અંગ્રેજોનાં મ્હોં આગળ જે મહાન ક્ષેત્ર પડેલું હતું, તેનું જેઓએ નિરીક્ષણ કર્યું હતું તેમને, તથા જેઓને ખુલ્લું માલમ પડતું કે મોગલ શહેનશાહતના વિખરાઇ પડેલા ટુકડાઓ એકાદ પ્રબળ તથા સામાન્ય સત્તા તરફ સત્વર ખેંચાઇ આવશે તેમને, લાગતું કે જો આ વખતે કંપની વેપાર મુકી દઈ હસ્તગત કરવા તરફ, તથા મોગલ

રાજ્યની પડતીથી નકામા પડેલા વિસ્તીર્ણ પ્રદેશ ઉપર એક મહાન શહેનશાહત સ્થાપવા તરફ લઈ દોડાવે તો તેને માટે રસ્તો ખુલ્લો હતો. ક્લાઈવ કરતાં બીજો કોઈ પણ ઇસમ વધારે ચોકખી રીતે જોઈ શકયો નહોતો કે સને ૧૭૬૪માં આઉધના વઝીર ઉપર અંગ્રેજ લશ્કરે જીત મેળવવાથી અંગ્રેજો બંગાળાની બહાર નીકળ્યા હતા, અને તેની અગાડી બીજું પગલું ભરવામાં આવે તો પછી તેઓને આગળ વધ્યા વગર છુટકોજ નહોતો. આ વખતના ઇતિહાસકાર ડાઉન તથા બીજાઓના અભિપ્રાય મુજબ અંગ્રેજોની સ્થિતિ આ અરસામાં એવી મજબુત થઈ હતી કે દેશી રાજાઓની સખત વિરૂદ્ધતા છતાં તેઓ ઉપર સંપૂર્ણ સર્વોપરી સત્તા સંપાદન કરવામાં તેઓ પાછા હઠે નહિ. આ સાહસ તેઓ ઉપાડી શકે એવી તેમનામાં શક્તિ હતી, પણ બીક માત્ર કોઇ પરદેશી હરીફ ઉતરી આવે તેની હતી. ફ્રેન્ચ લોકોને મારી હઠાવ્યા પછી દરીઆ માર્ગે અંગ્રેજોના કામમાં વિક્ષેપ પડવાની ધાસ્તી જતી રહી હતી, અને અફઘાનિસ્તાનને રસ્તે મહાન એલેકઝાન્ડરથી અહમદશા અબદલ્લી જેવા અનેક સરદારો બે હજાર વર્ષ થયાં હિંદુસ્તાન ઉપર ચહડી આવતા હતા તે રસ્તો પણ ત્વરાથી બંધ થઈ જતો હતો. અહમદશાએ અફઘાનિસ્તાનના પહાડી મુલકમાં અમીર વંશની ગાદી સ્થાપી હતી, અને તેના દોઢસો વર્ષના લાંબા અમલથી ઑકસસ નદીના પ્રદેશ તથા ઇરાનના ઇશાન ખુણામાંથી હિંદુસ્તાન આવવાના સઘળા રસ્તાઓ બંધ થઈ ગયા હતા. આ પ્રમાણે અફઘાન રાજ્ય મધ્ય એશિયામાંથી આવતા હુમલા સામે હિંદુસ્તાનનું રક્ષણ કરતું હતું, તેજ વખતે અફઘાનોને આગળ વધતા અટકાવવા સીખ લોકો પંજાબમાં ઉઠયા હતા. છેલ્લી સદીના અંતના અરસામાં સીખ વર્ગના આશ્રિતો ઇસ્લામ તરફના ઝનૂની દુસ્મનાવટને લીધે એક મહાન સમાજમાં એકત્ર થઈ ગયા, અને પોતાના આગ્રહી

લડાયક ગુણોને લીધે તથા લશ્કરી સરદારોની દેખરેખ હેઠળ ત્વરાથી થયેલા રાજ્યદ્વારી વિકાસથી સતલજથી સિંધુ નદીના પ્રદેશ ઉપર પોતાની આણ ફેરવી. મધ્ય એશિયામાંના હલ્લા સામે બીજો અટકાવ ઉભો કરવામાં સીખ લોકોએ હિંદુસ્તાનમાંના મુસલમાનોનો પરમુલકમાં વસતા તેમના સ્વધર્મી સાથેનો સંબંધ કાપી નાંખ્યો.

સતલજ નદીની બીજી બાજુએ પંજાબના અગ્નિ ખુણા તરફ દિલ્હીથી લખનોર સુધી સંખ્યાબંધ મુસલમાની રાજ્યો આવી રહ્યાં હતાં, તેમને ઉત્તરમાં સીખ લોકો તથા દક્ષિણમાં મરાઠાઓ હંફાવતા. આ રાજ્યોમાં આઉધ સર્વેથી અગત્યનું હતું. તેની સાથે સને ૧૭૬૫-માં કલાઇવે સલાહ કરવાથી તથા નિર્ધન અવસ્થામાં આવી પડેલા મોગલ બાદશાહને તે પ્રાંતની આવકનો સારો ભાગ આપી સંતુષ્ટ કરવાથી અંગ્રેજોને એ બાજુ ઉપરથી બીવાનું કંઈ પણ કારણ નહોતું. આ પ્રમાણે હિંદુસ્તાનના વાયવ્ય ખુણા ઉપરનાં હિંદુ અને મુસલમાન રાજ્યોની માંહોમાંહેની અદેખાઈ તથા ધર્મ સંબંધી વેરભાવને લીધે સત્તાનું સમતોલપણું જળવાઈ રહ્યું હતું; આથીજ બંગાળાની સીમા ઉપર બીજાં ચાળીસ વર્ષ પર્યંત શાંતિ પ્રસરી હતી.

**૨. દક્ષિણ હિંદુસ્તાનમાં મરાઠાઓ તથા હૈદરઅલ્લી–** બંગાળાની હદની બહાર અંગ્રેજ સંસ્થાન નહિ લંબાવવાની ધારણામાં કલાઇવ એટલે લગી ફતેહમંદ થયો કે તેણે નક્કી કરેલી સીમામાં અઢારમા સૈકાના અંત લગી કંઈ પણ મહત્વનો ફેરફાર થવા પામ્યો નહિ. પણ એ પછી મરાઠાઓએ ઉત્તર હિંદુસ્તાનમાં અનેક સ્વારીઓ કરી સત્તાના સમતોલપણાને લીધે જે અંગ્રેજી સંસ્થાનો ઉપદ્રવ રહિત હતાં તેમને ઉથલાવી નાખ્યાં. એમ છતાં આટલો વખત હિંદુસ્તાન-માંના અંગ્રેજોએ કંઈ સલાહસંપમાં ગાળ્યો નહોતો. એ કાળમાં લડાઈ સતત ચાલુ રહી હતી અને તેથી અંગ્રેજોનાં દ્રવ્ય સાધન ઉપર

ઘણીજ સખત તાણ પડવા ઉપરાંત કેટલીક વાર તેમનાં સંસ્થાન ભયમાં આવી પડયાં હતાં. સને ૧૭૬૫ પછી રંગભૂમિ ફરી પાછી બદલાઈ જાય છે; દેશી રાજ્યો સાથેની લડાઈનું કેન્દ્ર મદ્રાસ અને મુંબઈ તરફ ધસડાય છે; રાજ્યદ્વારી દબાણનાં મધ્ય બિંદુઓ દ્વીપ-કલ્પના દક્ષિણ છેડા તરફ તથા પશ્ચિમ કીનારા તરફ ખસી જાય છે, અને મધ્ય હિંદુસ્તાનમાં મરાઠાઓ તથા મ્હૈસુરમાંના મુસલમાની રાજકર્તાઓ સામેની લડાઈથી અંગ્રેજી રાજ્યના વિસ્તારની ગતિ મંદ થાય છે.

આ બેઉ રાજ્યોનાં લક્ષણ તથા બંધારણને લીધે તેઓ અદ્યાપિ પર્યંત અંગ્રેજોની સામે થયેલા કોઈ પણ હરીફ કરતાં વધારે મહત્ત્વનાં થઈ પડયાં. શહેનશાહતની પડતીની શરૂઆતમાં સંયોગબળથી અથવા ઉંચ કુળમાં જન્મ થવાને લીધે બહાર નીકળી આવેલા પુરુષો કરતાં વધારે મજબુત વર્ગના લડવૈયાઓ, છેલ્લાં ત્રીસ વર્ષ દરમિયાન હિંદુસ્તાનમાં ચાલેલી અનંત લડાઈથી તથા તરવારના બળથી મેળવી શકાતાં ભારે ઈનામોને લીધે, આગળ આવવા લલચાયા હતા. મ્હૈસુરનો હૈદરઅલ્લી આ વર્ગમાંનો એક હતો. તેનામાં નૈસર્ગિક અગાધ શક્તિ હતી, અને તે પોતાની ચઢીઆતા પ્રકારની બહાદુરી, લશ્કરી પ્રેરણાબુદ્ધિ તથા નામાંકિત અને ભાગ્યશાળી સરદારના વાવટા હેઠળ હમેશાં દોડી આવતાં ભાડુતી ટોળાંઓ દોરવવાની કુદરતી બક્ષિસને લીધે ઉચ્ચ સ્થાન પામ્યો હતો. મરાઠા, ભરતપુરના જાટ, પંજાબના સીખ તથા રોહીલા જેવી જાતો અથવા લડાયક મંડળોના મુખીઓ પણ આજ વર્ગના હતા. તેઓ સર્વે એક જાતિ, ધર્મ અથવા દેશના ખરા અથવા માની લીધેલી ગાંઠથી પોતાનો બચાવ કરવા અથવા દુશ્મનોને કનડવા એકત્ર થઈ રહ્યા હતા. સામાન્ય રીતે અંગ્રેજોને જે ખરેખરી સખત ઝપાઝપીમા ઉતરવું પડયું હતું તે આવી જાતોની સામે હતું.

બંગાળાનો મુલક સંપાદન કર્યા પછી અંગ્રેજ ઈસ્ટ ઈન્ડીઆ કંપનીને ઘણીજ આનાકાની સાથે પાછા રાજ્યદ્વારી સાહસ કરવા તથા પરમુલક ઉપર સ્વારી મોકલવાના કાર્યમાં ઉતરવું પડયું. અત્યાર લગીમાં મુંબાઈ, મદ્રાસ અને બંગાળામાં જે જે સંસ્થાનો કંપનીને હાથ આવ્યાં હતાં તે ઉપરાંત કાંઈ પણ મુલક તાબે નહિ કરવા માટે લંડનમાંના ડાયરેક્ટરોએ તેમના કલકત્તાના પ્રતિનિધિને સને ૧૭૬૭માં આગ્રહપૂર્વક લખ્યું હતું. તેમના વિચાર પ્રમાણે જો અંગ્રેજ કંપની હાલની સીમા એક વખત ઓળંગી જાય તો પછી તેમને આખો દેશ તાબે કર્યા વગર છુટકો નહોતો, અને તેમ થતાં લશ્કરના ભાગ પડી જવાથી તેમને ભય હતો કે કંપનીની સ્થિતિ ઘણી ગંભીર થઈ જાય, અને કદાચ અંગ્રેજોને હિંદુસ્તાન છોડવાનો પ્રસંગ આવે. આ દેશના હમણાના મામલાની ખબરથી કંપનીના ડાયરેક્ટરો ગભરાઈ ગયા હતા, અને તેથીજ ઉપર મુજબ હુકમો કહાડવાનું તેઓએ ઉચિત ધાર્યું હતું. અગર જો ફ્રેન્ચ લોકોને હિંદી કિનારા ઉપરથી નાસવું પડયું હતું, છતાં અંગ્રેજોની સ્થિતિ કોઈ પણ પ્રકારે ભય રહિત નહોતી. બંગાળામાં એક ફળદ્રુપ પ્રદેશના ધણી તેઓ થયા હતા અને તે તરફ દરીઆ અથવા ખુશ્કી માર્ગે તેમના ઉપર હુમલો આવવાની બીક નહોતી. પણ મદ્રાસમાં અંગ્રેજ સંસ્થાન કિનારા ઉપરજ હોવાથી તેમજ બંગાળાને જેમ આફ્રિધનું રક્ષણ હતું તેવું કંઈ ભરોસાલાયક સાધન કર્નાટકની બાજુએ નહિ હોવાથી તેની સલામતી માટે તેઓ નિશ્ચિંત નહોતા. હૈદરઅલ્લી અને મરાઠા જેવા અસ્વસ્થ પાડોશીઓ મદ્રાસની સરહદ ઉપર કાળ રૂપે ભટકયા કરતા હતા, અને અંગ્રેજોનો એકલો સહાયકારી હૈદરાબાદનો નિઝામ નાણાંની ભીડમાં વ્યાકુળ થઈ જવા ઉપરાંત રાજ્યદ્વારી બાબતમાં તેની સ્થિતિ ઘણી ડામાડોળ હતી.

હૈદરઅલ્લી ભાડુતી ટોળામાંથી નીકળી આવેલા એક નાની ટુકડીના સરદારનો છોકરો હતો; એણે પોતાનું લશ્કર એક દેશી રાજ્ય તરફ કામે લગાડી, તથા પાછળથી પોતાની સ્વતંત્ર લોભી યોજના બર લાવવા સારૂ તેનો ઉપયોગ કરી, કેટલીક દોલત એકઠી કરી હતી. એક લશ્કરી સરદાર તરીકે કંઇક ખ્યાતિ મેળવી તે મ્હૈસુરનો ધણી થઈ પડયો હતો, અને હમણાં દક્ષિણ હિંદુસ્તાનમાં ફાવે ત્યાં મુલક કબજે કરતો હતો. તેની ઉત્કૃષ્ટ ચતુરાઈ તથા બહાદુરીથી તેના પાડોશીઓ, જેઓ તેના જેવાજ કામમાં ગુંથાયા હતા, તેઓ ગભરાવવા લાગ્યા. હૈદરઅલ્લીના મુખ્ય દુશ્મનો મરાઠાઓ તથા હૈદરાબાદમાં નિઝામ હતા. પહેલા સાથે તે આવારનવાર ઝપાઝપી કરતો; બીજાના રાજ્યમાંથી આખા પ્રાંતો છીનવી લેતો, અને મ્હૈસુરમાંથી કર્નાટકને સેહ પહોંચાડતો.

આજ અરસામાં કલાઈવે શાહઆલમ સાથે બંગાળા સંબંધી જે ગોઠવણ કરી તેની રૂએ તેણે મદ્રાસની ઉત્તરે આવેલા સરકારના પ્રાંતો પણ બક્ષિસમાં લઈ લીધા. મોગલ બાદશાહના હાથમાં નામનીજ સત્તા હોવાથી આવી મોટી બક્ષિસથી તેને કંઈ ખોવાનું હતું નહિ. પણ સને ૧૭૫૯ માં બુસીના લશ્કરને અંગ્રેજોએ અહીંથી હાંકી કહાડયા પછી જો કે એ બધો પ્રદેશ તેમના કબજામાં હતો પણ નિઝામે તે તેમને યથાવિધિ આપ્યો નહોતો. કલાઇવે બારોબાર મેળવેલી બક્ષિસથી નિઝામ મનમાં કચવાયો તો ખરો, પણ પૈસાની તંગી અને હૈદરઅલ્લીની બીકને લીધે લડાઈને પ્રસંગે મદદ કરવાના મદ્રાસ સરકારના મોઘમ વચનથી તે શાંત પડયો. આજ વખતે અંગ્રેજોએ એક લુંટારા મરાઠા સરદાર સાથે પણ અરસપરસ મદદ કરવા માટે ગોઠવણ કરી, કારણ તેણે નિઝામ સરકારને ૧૦,૦૦૦ ઘોડેસ્વાર લશ્કર ભાડે આપ્યું હતું. ભાગ્યેજ આ લખતો ઉપર સહી થઈ

એટલામાં હૈદરઅલ્લી હૈદરાબાદ પર મોટા લશ્કર સહિત ઉતરી પડયો, અને નિઝામે ઉપર જણાવેલા લખતની રૂએ મદ્રાસમાંથી મદદ મેળવી. એટલામાં સદરહુ મરાઠા સરદારે પોતાની મુનસફી ઉપર મ્હૈસુરના પ્રાંતો લૂટવા માંડયા. હૈદરઅલ્લીએ તેને તેમ કરતાં અટકાવવા માટે મોટી લાંચ આપી એટલે મેળવેલી લૂટમાંથી નિઝામને ભાગ આપવાથી છટકી જવા સારૂ તે મહારાષ્ટ તરફ રવાના થઈ ગયો. એ પછી મદ્રાસથી મદદે આવેલા લશ્કરને લઈ નિઝામે મ્હૈસુર તરફ કૂચ કરી; ત્યાં લડાઈ કરવાને બદલે તેણે હૈદરઅલ્લી સાથે કંઈક ખાનગી મસલત કરી, બન્ને અંગ્રેજોની વિરૂદ્ધ થઈ ગયા. ઝપાઝપી થતાં અંગ્રેજોને હાથે નિઝામ એટલો બધો ખોખરો થયો કે તરતજ તેણે સલાહ કરી દીધી; અને લડાઈ એકલા હૈદરઅલ્લીની સામે ચાલુ રહી. આ લડાઈ મદ્રાસથી ઘણીજ કઢંગી રીતે ચલાવવામાં આવી હતી. અંગ્રેજોએ લડાઈના મેદાન ઉપર અત્યાર લગી જે હિંદી રાજાઓ સાથે હાથ મેળવ્યા હતા તે સર્વ કરતાં હૈદરઅલ્લી વધારે ધૂર્ત અને ચંચળ નીવડયો. લશ્કરી અમલદારની હીલચાલ ઉપર દેખરેખ રાખવા માટે રાજ્યદ્વારી પ્રતિનિધિઓ હોવાથી તેમજ મક્તાદારોની લુચ્ચાઈથી લડાઈમાં ઘણીજ અલવલ પહોંચી અને જ્યારે મદ્રાસની સરહદ લગી મ્હૈસુરનું ઘોડેસ્વાર લશ્કર લુંટફાટ કરતું આવી પહોંચ્યું, તથા કંપનીની નાણાં સંબંધી સ્થિતિ ઘણીજ ખરાબ થઈ ગઈ, ત્યારેજ સને ૧૭૬૯માં હૈદરઅલ્લી સાથે અંગ્રેજોએ સલાહ કરી એક અપજશ ભરેલી અકીર્તિવંત લડાઈ પૂર્ણ કરી. આ લડાઈની શરૂઆતજ જો એક રાજ્યદ્વારી ભૂલ હતી, તો તેથી વધારે ખરાબ ભૂલ તે બંધ પાડવામાં થઈ હતી. સંધિપત્રમાં અંગ્રેજો, હૈદરઅલ્લી અને મરાઠા એ ત્રણે અરસપરસ મિત્રો તથા એક બીજાના મળતીઆ તરીકે બતાવવામાં આવ્યા હતા, પણ મુખ્ય શરત એ હતી કે એમાંથી કોઇએ બીજાની સામે દુશ્મ-

નાવટ કરવી નહિ. એથી દરેક પક્ષને માથે ભવિષ્યમાં લડાઈ જાગે તો બાકીનાઓને મદદ કરવાની જોખમદારી પડી. અગાડી એવીજ કંઈ ગોઠવણુ નિઝામ સાથે થયેલી હોવાથી મદ્રાસ સરકારની સ્થિતિ એવી થઈ કે ત્રણે ફિસાદખોર રાજાઓમાં હવે પછી ટંટો થાય તો તેણે તેમાંના દરેકને મદદ કરવી. બીજેજ વર્ષે મરાઠા અને હૈદરઅલ્લી હાથોહાથ આવી ગયા અને બન્નેએ અંગ્રેજોને પોતાની કુમકે આવવા આગ્રહ કર્યો. પણ કંપનીના ડાયરેકટરોએ છેલ્લી લડાઈને માટે તેમને ઘણો જ સખત ઠપકો આપેલો હોવાથી તેઓએ કોઇને પણ મદદ આપવા ના પાડી બેઉને ગુસ્સે કર્યા. પરિણામે એ આવ્યું કે હૈદરઅલ્લીએ મરાઠાને હાથે કેટલીક નામોશી ભરેલી હાર ખાધી, અને તે માટે અંગ્રેજો સામે વેર લેવાનું તેણે પણ લીધું. આ તક માટે એ આતુરતાથી રાહ જોતો બેઠો. તે પણ થોડાજ વખતમાં તેને મળી ગઇ.

---

## પ્રકરણ ૯ મું.

## હિંદુસ્તાનના રાજકારભારનું બંધારણ.

**૧. પાર્લામેન્ટની તપાસ**—બ્રિટિશ હિંદુસ્તાનના રાજકીય ઇતિહાસના એક અગત્યના ભાગ ઉપર હવે આપણે આવી લાગ્યા છીએ. આ સમયમાં એટલે સને ૧૭૭૨ થી ૧૭૮૫ સુધીના વૉર્નહેસ્ટિંગ્સના લાંબા અમલ દરમિયાન અંગ્રેજો અને હિંદુસ્તાનનાં દેશી રાજ્યો વચ્ચે સર્વોપરી સત્તાને માટે ભારે યુદ્ધ શરૂ થયું, આ દેશના કામકાજમાં પાર્લામેન્ટનું ધ્યાન પરોવાયું, અને અંગ્રેજી રાજ્યની યોગ્ય વ્યવસ્થા કરવાનું કામ ખંતથી આરંભાયું.

સને ૧૭૬૭માં જ્યારે ક્લાઇવ સ્વદેશ સિધાવ્યો ત્યારે અંગ્રેજો વાસ્તવિક રીતે બંગાળાના રાજ્યકર્તા થયા હતા, તોપણ નવાબની નામની હકુમત રહેવા દેવામાં આવી હતી. મદ્રાસ તથા બંગાળાની મહેસુલના ઉઘરાતદાર તરીકે તેમજ લશ્કરી વ્યવસ્થાના વડા તરીકે અંગ્રેજો આડકત્રી રીતે ઘણી સત્તા ભોગવતા હતા, છતાં ખુલ્લી રીતે બીજી કોઈ પણ રાજકીય બાબતમાં દાખલ નહિ કરવા તેઓને લંડનથી સખત તાકીદ મળી હતી. આવા અઘટિત હુકમોના પરિણામમાં અંગ્રેજી હદમાં વેપાર રોજગાર તથા ખેતીવાડી મંદ પડી ગયાં, નગદી ઓછી થઈ ગઈ અને સાધારણ રીતે સંકટ સર્વત્ર ફેલાવા માંડયું. આ સ્થિતિની સામા વર્લેસ્ટ, જે ક્લાઇવની જગ્યાએ આવ્યો હતો, તેણે વાંધો ઉઠાવ્યાથી નવાબના દેશી અમલદારો ઉપર દેખરેખ રાખવા માટે કેટલાક અંગ્રેજોની નિમણુંક કરી, પણ તે સઘળું વ્યર્થ ગયું, અને ચાલતી અનીતિમાં કંઈ પણ જાણવાજોગ સુધારો થયો નહિ. આવી નામોશી ભરેલી સ્થિતિ છેક ૧૭૭૩ સુધી ચાલ્યા બાદ મહેસુલી અને ન્યાયખાતાનાં બંધારણ પાર્લામેન્ટના ફરમાન અન્વયે નક્કી થયાં, અને દેશના વહીવટમાં કંઇક સુધારો થયો.

બંગાળા જેવો ફળદ્રુપ અને એક રાજ્યના જેટલી આવકવાળો દ્રવ્યવાન પ્રદેશ અંગ્રેજોને કબજે આવવાથી, અને થોડાક વેપારી આડતીઆઓ ઉથલપાથલ કરે એ અંગ્રેજ પ્રજા ખામોશીથી અવલોકન ન કરી શકવાથી બ્રિટિશ પાર્લામેન્ટનું ધ્યાન હિંદી મામલા તરફ સત્વર ખેંચાયું. બંગાળાની એકંદર આવક સને ૧૭૬૫માં ચાળીસ લાખ પૌંડ એટલે તે વખતે ચાર કરોડ રૂપીઆ જેટલી અડસટવામાં આવી હતી, અને તેમાંથી સઘળો ખરચ બાદ કરતાં કંપનીનો કુલ્લે નફો ૧૬,૫૦,૦૦૦ પૌંડ ધારવામાં આવતો હતો. ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના કામકાજની જે તપાસ અત્યાર અગાઉ થઈ

હતી તેની રૂએ કંપનીએ દર વર્ષે ચાર લાખ પૌંડ રાજ્યને આપવાનું ઠર્યું હતું. આઠ વર્ષ રહીને બીજી તપાસમાં કંપનીનો ખરચ સાત લાખ ઉપરથી વધીને સત્તર લાખ થયેલો જણાયો હતો, તેમજ આવક પણ તેજ પ્રમાણમાં વધી હતી. આ વધારાની આવક કંપનીએ હિંદી માલ તથા ખેતીની પેદાશ યુરોપ નિકાશ કરવા માટે ખરીદ કરવામાં વાપરી. મહાન બર્કના કહેવા પ્રમાણે આ રાજનીતિના પરિણામમાં જ્યારે બીજા દેશોમાં વેપારથી રાજ્યને માટે આવક કરવામાં આવતી ત્યારે હિંદમાં દરીઆ માર્ગે ચાલતો સઘળો નિકાશ વેપાર બંગાળાની ઉપજમાંથી ચલાવવામાં આવતો. આ ચાલુ નિકાશની અસર તરત જ ખેતીની પેદાશ ઉપર જણાવા લાગી. બીજી તરફ ક્લાઇવના જેવા દૃઢ વિચારના અમલદારની ગેરહાજરીને લીધે સઘળાં ખાતાંઓમાં પુનઃ ગેર-વ્યવસ્થા ચાલુ થઈ, નાણાં સંબંધી ગોટાળા શરૂ થયા ને કંપનીના અમલદારોએ આગવો ધંધો ચલાવવા માંડયો. મદ્રાસ ઈલાકો હૈદર-અલ્લી સાથેની નુકસાનકારક લડાઇમાં ગુંચવાઈ ગયો, અને એક ભયંકર દુકાળથી બંગાળા સને ૧૭૭૦ માં વેરાન થઈ ગયું. આ ઉપરાંત ઈંગ્લંડમાં દર વર્ષે થતી ડાયરેકટરની ચુંટણીને લીધે થયેલી માંહોમાંહેની ફાટફુટથી કંપનીને ઘણું ખમવું પડયું. એકી વખતે જણાયલી આ સર્વ બદીઓ તથા આફતો છતાં, કંપનીએ રાજ્યનું નજરાણું ભરવાની અશક્તિ જાહેર કરી નહિ, અને ઉલટું પોતાનું મોટું કરજ ફીટાડવા સારૂ બ્રિટનની તીજોરીમાંથી નાણું ધીરવાની પ્રધાનમંડળને માગણી કરી નહિ, ત્યાંસુધી પાર્લમેન્ટમાં કંપનીના વહીવટ બાબત તપાસ હાથ ધરવામાં આવી નહિ. કંપનીની નાદારીની આ નાલેશી ભરેલી જાહેરાતથી લોર્ડ નૉર્થના પ્રધાનમંડળનું લક્ષ હિંદુસ્તાન તરફ દોરાયું અને ચાલતી આવેલી સ્થિતિમાં તરતજ સુધારો કરવાની જરૂર જણાઈ.

આ સમયના સાધારણ સંજોગો પણ ફેરફાર અને સુધારા

વધારાનું સૂચન કરતા હતા. ગ્રેટબ્રિટનના દરીઆપારના સઘળા મુલકો આ અરસામાં એટલી ઝડપથી હસ્તગત કરવામાં આવ્યા હતા કે તે સઘળાની યોગ્ય વ્યવસ્થા કરવા માટે ઈંગ્લંડના રાજ્યદ્વારી મંડળને ભાગ્યેજ વખત મળ્યો હતો. તેમજ ઉત્તર અમેરિકાનાં સંસ્થાનો અને હિંદુસ્તાનનાં પ્રાંતોની જુદી જુદી પ્રજાઓનાં લક્ષણથી અંગ્રેજ પ્રજા બીન વાકેફ હોવાથી તેઓ સઘળા ઉપર કેવી રીતે રાજ્ય ચલાવવું તેની ગુંચવણ કેટલોક વખત સુધી તેને નડી. આખા અર્વાચીન ઇતિહાસમાં કોઈ પણ દાખલો એવો નહતો કે તેનું બ્રિટિશ રાજ્યદ્વારી મંડળ આ દેશનો વહીવટ ચલાવવાના કામમાં અનુકરણ કરી શકે. પણ સને ૧૭૬૩માં યુરોપના મહાન યુદ્ધ પછી જે શાંતિ પથરાઇ તે દરમિયાન પોતાને કબજે આવેલા અસંખ્ય મુલકોનું દિગ્દર્શન તેણે કર્યું, અને સ્થિતિ અનુસાર તેનો કારભાર ચલાવવા માંડયો.

પ્રસંગની અગત્યતા અને પ્રદર્શિત થતી જાહેર તિરસ્કારની લાગણીએ ઇંગ્લંડની સરકારને કંપનીના કામમાં ત્વરાથી આડે આવવાની ફરજ પાડી, પોતાનાં નાણાં સંબંધી ગોટાળાને લીધે ઇસ્ટ ઇન્ડીઆ કંપની પાર્લામેન્ટની તપાસ ઉડાવી શકી નહિ. પણ તે જ વખતે અને ત્યાર પછી પણ પ્રસંગ આવે કંપની પાર્લામેન્ટની તાબેદારીમાંથી એવું કારણ બતાવી છટકી જવા પ્રયત્ન કરતી કે દિલ્હી સલ્તનતના ફરમાન ઉપર તેની સત્તા અવલંબી રહેલી હોવાથી ઇંગ્લંડની સરકાર તેઓને આડે આવી શકે નહિ.

અત્યાર આગમજ જ્યારે પાર્લામેન્ટમાં હિંદી મામલા વિશે વિચાર ચલાવવામાં આવતો ત્યારે બર્ક અને તેના અનુયાયિઓનું કહેવું એવું થતું કે ઇંગ્લંડની ત્રીજોરી માટે નાણાં કઢાવવાની મતલબથી જ ઇસ્ટ ઇન્ડીઆ કંપની જેવાં સદ્ધર વેપારી મંડળ ઉપર પાર્લામેન્ટની તપાસનો ધાક રાખવામાં આવ્યો હતો. આ હકીકત ઘણે અંશે ખરી

હતી, તોપણ લૉર્ડ નોર્થ, જે આ વખતે ઇંગ્લંડમાં પ્રધાનપદે હતો, તે કંપની પ્રત્યે વિરૂદ્ધતાની લાગણી અસલથી જ ધરાવતો હતો. તપાસ કરનારી કમિટીઓએ કંપનીની વિરૂદ્ધ રીપોર્ટ ઘડી કહાડયા, અને હાઉસ ઑફ કોમન્સમાં એવા ઠરાવો થયા કે લશ્કરી મદદથી અથવા પરદેશી રાજાઓ સાથે કરેલા તહનામાની રૂએ જે પ્રદેશ કંપની મેળવે તે સઘળા ઉપર ઇંગ્લંડનો હક હોય એમ ગણવું. વળી બંગાળામાંનાં ક્લાઇવનાં કૃત્યો ઇંગ્લંડની પ્રજાને બટ્ટો લગાડનારાં અને તેના હિતને આડે આવનારાં લેખવાનો બીજો ઠરાવ રજુ કરવામાં આવેલો, પણ ક્લાઇવના મજબુત બચાવને લીધે એ બાબત આખરે છોડી દેવામાં આવી અને તેને બદલે ક્લાઈવે પોતાના દેશની મહાન અને માન ભરી નોકરી બજાવી હતી એવો ઠરાવ સર્વાનુમતે પસાર થયો.

**૨. પહેલવહેલું રાજકીય બંધારણ**—જે બે કાયદા સને ૧૭૭૩-માં પાર્લામેન્ટમાં પસાર થયા તેમાંના એકની રૂએ કંપનીને તેનું કરજ ફીટાડવા ચૌદ લાખ પૌંડ ધીરવાની સત્તા પ્રધાનમંડળને મળી. બીજા કાયદા અન્વયે કંપનીના બંધારણમાં ફેરફાર થયો, અને હિંદુસ્તાન-માંના તેના વહીવટને પાર્લામેન્ટની મંજુરી મળી. કંપનીએ મેળવેલો મુલક અને સઘળી આવક તેની સનદની મુદત સુધી તેણે રાખવાં એવું ઠર્યું, લંડનની ડાયરેક્ટરો તથા પ્રોપ્રાયટરોની કોર્ટોનું બંધારણ નવેસરથી રચવામાં આવ્યું, અને તેના સભાસદની નાણાં સંબંધી લાયકાત વધારવામાં આવી તથા તેની સંખ્યા ઘટાડવામાં આવી. હિંદુસ્તાનમાં બંગાળાને માટે ગવર્નર જનરલની સાથે એક કૌન્સિલ નીમી હતી તેને મુંબઇ, મદ્રાસ તથા બંગાળા ઉપર સામાન્ય સત્તા બક્ષવામાં આવી હતી; કૌન્સિલ સમક્ષ આવતી સઘળી તકરારી બાબતોમાં બહુમતીથી કામ કરવાનું નક્કી થયું, અને કલકત્તામાં એક વરિષ્ટ અદાલત સ્થાપવામાં આવી.

આવા શરૂઆતના રાજબંધારણથી અંગ્રેજો આ દેશની પોતાની

હકુમતને પહેલે પગથીએ ચડયા, પણ કેટલાંક અનિવાર્ય તથા અણુધાર્યા કારણોને લીધે એમાં એવી અને એટલી બધી ખામીઓ રહી ગઈ કે જેથી કરી શાંત રીતે તે પ્રમાણે દેશનો કારભાર ચલાવવામાં તરત જ વિક્ષેપ પડવા માંડયો. પહેલું તો ગવર્નર જનરલ હિંદુસ્તાનમાં સર્વોપરી સત્તાધિકારી હોવા છતાં તેને પોતાની કૌન્સિલની બહુમતી ઉપરજ આધાર રાખવાનો હતો. બીજું, ન્યાયની અદાલત અને મહેસુલી અમલદારની સત્તાની વચ્ચે એવી અથડામણ ચાલી કે જે કાયદો ગવર્નર જનરલ પસાર કરે તે ન્યાયાધિશો માન્ય કરે નહિ. એક અથવા બીજે બહાને સરકાર અને તેના અમલદાર વિરૂદ્ધની ફરિયાદો સાંભળવાની અને ગવર્નર જનરલ તાબાનો અમલદાર હોય તેમ તેની બાબતમાં અનેક હુકમો કહાડવાની સત્તાનો દાવો ન્યાયાધિશોએ કરવા માંડયો. વળી પાર્લામેન્ટના ઠરાવ અન્વયે વરિષ્ટ અદાલતને સત્તા મળેલી હોવાથી કંપનીના દરેક નોકર ઉપરાંત બંગાળાના જમીનદારો ઉપર પણ તેણે પોતાનો દોર ચલાવ્યો. આ સર્વનું પરિણામ એ આવ્યું કે દેશીઓ થોડાજ વખતમાં એ અદાલતને એક જુલમી સંસ્થા તરીકે ઓળખવા લાગ્યા. કંપનીને હાથ આવેલો મુલક ખરી રીતે કોનો ગણાય ત બાબતના શકને લીધે અને હિંદુસ્તાનની બે શ્રેષ્ઠ સત્તાની હદની તકરારને લીધે દેશના વહીવટમાં અનેક ગુંચવાડા, તીવ્ર ઝઘડા અને ઝપાઝપી થયાં. આવાંજ કારણો અને ગોટાળામાંથી વૉર્ન હેસ્ટીંગ્સ અને તેની કૌન્સિલ વચ્ચે પ્રખ્યાત થયેલી તકરાર ઉપસ્થિત થઈ હતી. આ જાણીતી બાબતોને આ હેવાલ સાથે કંઈ ખાસ સંબંધ ન હોવાથી માત્ર હિંદુસ્તાનના રાજ્યબંધારણમાં આરંભની વ્યવસ્થા કેવી થઈ હતી તે સૂચવવાના હેતુથી આ બાબતોની માત્ર નોંધ લીધી છે. આવી શરૂઆતથી ધીમે ધીમે હિંદમાં અંગ્રેજી રાજ્યનો પાયો પુરાતો અને મજબુત થતો ગયો.

# પ્રકરણ ૧૦ મું.

## વૉર્ન હેસ્ટીંગ્સ ( ઈ. સ. ૧૭૭૪-૧૭૮૫. )

**૧. રોહીલા વિગ્રહ ( ૧૭૭૪ )**—વૉર્ન હેસ્ટીંગ્સે સને ૧૭૭૪ સુધી ગવર્નર જનરલના ઓદ્ધાનો હવાલો લીધો નહોતો, છતાં સને ૧૭૭૨માં એ બંગાળાના ગવર્નર તરીકે કલકત્તે ગયો ત્યારથી તે સને ૧૭૮૫ની વસંતઋતુમાં ઇંગ્લંડ વિદાય થયો ત્યાં સુધીના હિંદી-અંગ્રેજ ઇતિહાસ ઉપર એના વ્યક્તિત્વની છાપ પડેલી દીસે છે, અને તેની ગતિ અને લક્ષણ તેના નામ સાથે અગત્યનો સંબંધ ધરાવે છે.

એના અમલના પ્રારંભમાં મરાઠાઓ પોતાનાં છેલ્લાં સો વર્ષ દરમિયાન વધતાં જતાં પ્રબળને લીધે સતલજથી કન્યાકુમારી ભૂશીર સુધીના દરેક રાજવંશીને ધમકાવવાનો ધંધો લઈ બેઠા હતા. સને ૧૭૬૧ની પાણીપતની ભયંકર હારથી તેઓને પંજાબમાંથી પાછું હઠવું પડયું હતું. છતાં પશ્ચિમ હિંદુસ્તાનમાં તેઓ બળવાન હતા; રજપુતાના તથા મધ્ય પ્રાંતોમાં ફુરસદે તેઓ લૂટ ચલાવતા, અને ગંગા તથા જમના નદીના કાંઠા ઉપરનાં ફળદ્રુપ મેદાનો ઉપર લૂટફાટ કરવાની મકસદથી વારંવાર તે તરફ ધસી જતા, અને આઉધના વઝીર તથા રોહીલખંડ અને દિલ્હી, આગ્રા તથા અલ્હાબાદના મુસલમાન રાજાઓના મુલક ઉપર હલ્લો કરતા. અગરજો મરાઠી લશ્કર લૂટ ઉપર પોતાનું ગુજરાન ચલાવતું હતું, અને તેના સરદારો બીન કેળવાયલા હતા, છતાં જીતેલા પ્રદેશ ઉપરનો તેમનો વહીવટ અને ખાસ કરીને મહેસુલની ઉઘરાતનું કામ બ્રાહ્મણોના હાથમાં હતું, કે જેઓ તે વખતે હિંદુસ્તાનમાં કુશળ અને નિપુણ અમલદાર અને નાણાંશાસ્ત્રી

તરીકે જાણીતા હતા. અનિયમિત લડાઇમાં પ્રવીણ હોવાથી તથા દેશની ઉપજના વ્યવસ્થિત ઉપયોગને લીધે મરાઠાઓ જાથુકનાં એવાં મોટાં લશ્કર ભટકતાં રાખતા કે જે હિંદુસ્તાનની બીજી કોઇ પણ સત્તાને હંફાવી શકે. હૈદરાબાદ જેવું વિશાળ રાજ્ય પણ તેમની સામે ટક્કર ઝીલવાને અશક્ત હતું. તેમના જેવોજ લૂટફાટમાં નિપુણ મ્હૈસુરનો હૈદરઅલ્લી પણ તેમની વિસાતમાં નહોતો. પ્રતિવર્ષ થતી મરકીની માફક રોહીલા અને આઉધના વઝીર ઉપર દર વર્ષે તેઓ ઉતરી પડતા. ટુંકામાં સર્વોપરી સત્તાને માટે થનારા ઝગડામાં અંગ્રેજોના મુખ્ય હરીફ તરીકે મરાઠાઓ દરેક રીતે નિર્માણ થયેલા હોય એમ લાગતું હતું.

સને ૧૭૭૨માં વૉર્ન હેસ્ટીંગ્સ બંગાળામાં આવ્યો ત્યારે પેશ્વાએ ઉપરીપણા નીચેની એકસંપીનો અનાદર કર્યા વગર જુદા જુદા મરાઠા સરદારો પોતપોતાનાં રાજ્યો સ્થાપવામાં ગુંથાયા હતા. આ અનેક રાજ્યોની સાથેના વારંવાર બદલાઈ જતા સંબંધ ઉપર કંપનીની પરદેશી રાજનીતિ અવલંબી રહી હતી. સને ૧૭૭૧માં શાહઆલમને અંગ્રેજોનાં રક્ષણ હેઠળ મોગલાઈ તખ્ત ઉપર બેસાડવામાં આવ્યો હતો, છતાં મરાઠાઓ તેના રાજ્યાસનને ખાલી આડંબર હોય તેમ ગણતા, અને સઘળાં મુસલમાની રાજ્યો ઉપર પોતાનો કાબુ ચલાવતા. વળી બાદશાહને નામે કોરા અને અલ્હાબાદના મુલકો, જે શાહઆલમને કંપનીએ દીવાનીની બક્ષિસ વખતે પુનઃ સ્વાધીન કર્યા હતા તે ઉપર મરાઠાઓએ દાવો કરવાથી અંગ્રેજો ખાસ કરી ફીકરમાં પડયા. કારણ બંગાળા અને આઉધની સરહદ ઉપરના આ મુલકોમાં મરાઠાઓની હાજરીથી એ બન્ને પ્રાંતોની સલામતીને નુકસાન પહોંચે એવી તેઓને ધાસ્તી હતી.

વળી આઉધની ઉત્તર સીમાએ, હિમાલય પર્વત અને ગંગા નદીની વચમાંના ખુણા ઉપર આવેલા રોહીલા અફઘાનના મુલકમાં પણ

મરાઠાઓ ધુસી જવાથી રોહીલાઓએ રક્ષણ માટે આઉધના વઝીરની મદદ માગી. જેવી રીતે બંગાળાની અરક્ષિત બાજુએ આઉધનો પ્રદેશ આવેલો હતો, તેમ આઉધની સીમાએ રોહીલખંડ હતો, તેથી વઝીરે બીહીને આ સામાન્ય દુશ્મન સામા બચાવ કરવા માટે અંગ્રેજોને અરજ કરી. તુરતજ કલકત્તા સરકારે સર રોબર્ટ બારકરની સરદારી હેઠળ એક ટુકડી મોકલી, અને તેને વઝીર તરફે લડવા તથા સલાહની ભાંજગડમાં સાધારણ રીતે તેની બાજુએ ઢળવા સૂચના આપી. આ પ્રસંગે વઝીર અને રોહીલા વચ્ચે એવો ઠરાવ થયો હતો કે રોહીલાઓ નક્કી કરેલી ખંડણી આપે તેના બદલામાં વઝીરે મરાઠાઓને હાંકી કહાડવા. જો કે મરાઠાઓ ચોમાસાને લીધે તરત તો પાછા હઠયા, તેમ છતાં બીજે વર્ષે રોહીલખંડ ઉપર પુરજોશથી ધસી આવ્યા. આ વખતે આઉધના વઝીર, રોહીલા તથા અંગ્રેજોના એકત્ર લશ્કરે તેમને મારી હઠાવ્યા, ત્યારે ઠરાવ પ્રમાણે વઝીરે રોહીલા પાસે ખંડણી માગી; પણ રોહીલા સરદારોના મુખી હાફીઝ રહેમતખાને ઉડાવનારા જવાબ વાળ્યા, તેથી વઝીર અંગ્રેજો પાસે ગયો; કેમકે તેના સરદારે નક્કી થયેલા ઠરાવ ઉપર સાખ કરી હતી.

આ મામલામાંથી રોહીલા વિગ્રહ ઉભો થયો કે જેને માટે હેસ્ટીંગ્સને પાર્લામેન્ટમાં તથા તેની બહાર સખતમાં સખત ઠપકો આપવામાં આવ્યો, અને એક ગંભીર વિગ્રહ ઉપસ્થિત કરવા માટે રાજકીય ગુન્હાનું તહોમત તેની સામે હમેશને માટે મુકાયું. બધી તરફ ખુલ્લાં કાવતરાં અને પ્રપંચની જાળ પથરાયેલી હતી. વઝીરને એવો શક હતો કે કંઈક આકસ્મિક સમયે રોહીલાઓ મરાઠા સાથે મળી જઈ તેના ઉપર હુમલો કરશે. રોહીલાઓ આ પ્રમાણે કેમ નહિ કરે તે માટે કંઈ ખાસ કારણ નહોતું. વઝીર પોતે પણ રોહીલા ઉપર હુમલો કરવાની મરાઠાઓની માગણી ઉપર એક વખત વિચાર

ચલાવતો હતો; પણ કંઈક ડહાપણથી અને કંઈક મરાઠાઓની બીકને કારણે એ બાબતથી અલગ થઈ જઈ તે ગવર્નર જનરલને સને ૧૭૭૩માં બનારસમાં મળ્યો ત્યારે રોહીલખંડ પોતાને બદલે તાબે લેવામાં તેની મદદ માગી. કેટલીક આનાકાની અને વિચાર પછી હેસ્ટીંગ્સે આ માગણી કબૂલ કરી, અને સને ૧૭૭૪ની વસંતરૂતુમાં અંગ્રેજ અને વઝીરનાં એકત્ર લશ્કરે રોહીલખંડ ઉપર ચઢાઈ કરી. રોહીલાઓ ઘણીજ બહાદુરીથી પોતાના બચાવમાં લડયા, પણ અંગ્રેજ લશ્કર સામે તેઓ ટકી શકયા. નહિ. લશ્કરમાં લડતાં હાફીઝ રહેમતખાન કપાઈ ગયો, સખત હારથી રોહીલાની સત્તા નિર્મૂળ થઈ ગઈ અને રોહિલખંડ વઝીરના પ્રાંત સાથે જોડાઈ ગયો. અંગ્રેજોના રાજકીય હિતનો વિચાર કરતાં પરિણામમાં બંગાળાના વાયવ્ય કોણ ઉપર અણવિશ્વાસુ પાડોશીને બદલે તાબેદાર અને ભરોંસા લાયક મળતીઆ આવ્યા. આ લાભ કંઈ પણ ઉશ્કેરણી વગર રોહીલાને ભોગે એવે સમયે મેળવવામાં આવ્યો હતો કે જ્યારે તેઓ અંગ્રેજ પ્રત્યે વેરભાવ ધરાવતા નહોતા. આ બાબત્તમાં વૉર્ન હેસ્ટીંગ્સની રાજનીતિનું વાજબીપણું કોઇ પણ રાજકીય નિયમાનુસાર સહેલાઇથી સાબિત થતું નથી.

**૨. મરાઠા (૧૭૭૬–૧૭૮૨) તથા મ્હેસુર (૧૭૭૮–૧૭૮૩) વિગ્રહ**—સને ૧૭૭૬ પછીનાં સાત વર્ષ દરમિયાન લશ્કરી ચહડાઈ ઉપર દેખરેખ રાખવામાં તથા તેની યોગ્ય વ્યવસ્થા કરવામાં વૉર્ન હેસ્ટીંગ્સ હમેશાં ગુંચાયેલો રહેતો, છતાં તેણે કોઈ પણ લડાઈ ચલાવવામાં આગળ પડતો ભાગ લીધો નહિ. હવેથી લડાઈનાં મેદાન દક્ષિણ તથા પશ્ચિમ હિંદુસ્તાન તરફ ખસે છે. બંગાળામાં અઉધના વઝીર સાથે થયેલા કોલકરારથી અંગ્રેજી મુલકના બચાવ માટે તે તરફ કાંઈ વધુ કરવાનું રહ્યું નહિ હતું. પણ મુંબઈ ઈલાકાના

પ્રેસીડન્ટ તથા કૌન્સિલ પોતાના હાથમાંના પ્રદેશની હદ લંબાવવા અને ખાસ કરીને પોતાની પાડોશમાં આવેલો સાલસેટનો મુલક હાથ કરી પરાક્રમ બતાવવા આતુર હોવાથી, પુનામાંથી પદભ્રષ્ટ થયેલા રઘુનાથરાવ સાથે કરાર કર્યો, અને કંપનીને થોડો મુલક આપવાની શરતે તેને પુનાની ગાદી પાછી મેળવી આપવાનું વચન આપ્યું. આમ કરીને પુના દરબારમાં અંગ્રેજી લાગવગ વધારવાનો તથા વધુ આવક મેળવી પોતાના પ્રાંતનો ખરચ બારોબાર કહાડવાનો પ્રેસીડન્ટનો હેતુ હતો; પણ એ યોજના ઘણી ખરાબ રીતે રચવામાં આવી હતી અને ઉપલા હેતુ સંપાદન કરવા માટે જે રસ્તો મુંબાઇના અધિકારીઓએ ગ્રહણ કર્યો હતો તે પુરતો નહોતો. આ કરારની ખબર કલકત્તા સરકારને થઈ, ત્યારે તેણે મુંબઈની કૌન્સિલનાં પગલાં ઘણી સખત રીતે વખોડી કહાડ્યાં, અને ખરી અગમચેતી કરી કે આ નાનકડા સાહસથી તેઓ ગંભીર મુશ્કેલીમાં આવી પડશે. બીન જોખમે કંપનીનું લશ્કર પાછું ખેંચી લેવાતું હોય તો તેમ કરવા તાકીદના હુકમ કલકત્તેથી આવતા પહેલાં મુંબઈથી લશ્કર ઉપડી ગયું હતું, સાલસેટ તથા વસઈ જોરજુલમથી તાબે કરવામાં આવ્યાં હતાં, તેમજ આરાસ આગળ થયેલી શરૂઆતની ઝપાઝપીમાં તેણે હાર ખાધેલી હોવાથી તેને પાછું બોલાવવું અંગ્રેજો માટે માન ભરેલું નહોતું.

આવી રીતે અંગ્રેજો એક લાંબા, ખરચાળુ તથા લાભ રહિતના વિગ્રહમાં ગુંચવાઇ ગયા. આવી નજીવી શરૂઆતથીજ તેમની પ્રત્યે અત્યંત દુશ્મનાવટ ઉભી થયેલી ગણી શકાય, કે જેમાં બીજાં સાત વર્ષ લગી હેસ્ટીંગ્સનું ધ્યાન પરોવાયું, જેને લીધે તેની નાણાં સંબંધી સ્થિતિ ઘણીજ ગંભીર થઈ પડી, તેની કીર્તિમાં ક્ષોભ પડયો, વહીવટ અવ્યવસ્થિત થયો અને કેટલેક પ્રસંગે મદ્રાસ અને મુંબઈ બન્ને ભારે ભયમાં આવી પડયાં. આ સમયે મરાઠાઓ એટલા મજબુત

તથા એકસંપ હતા કે અંગ્રેજો તેઓની સામા જે લશ્કર મોકલે તેથી તેઓને કાંઈ પણ અલવલ પહોંચે એમ નહોતું. હિંદુસ્તાનના મધ્ય ભાગમાંના તેઓના સ્થાન ઉપરથી અંગ્રેજોના ત્રણે ઇલાકાને તેઓ સહેલાઈથી ધાસ્તીમાં આણી મુકતા, હૈદરાબાદ તથા મ્હૈસુરમાં તેઓની સામા પ્રપંચ રચતા તથા પશ્ચિમ કિનારા ઉપરનાં બંદરો મારફત ફ્રેન્ચ લોકો સાથે સંદેશો ચલાવતા. મુંબઈ તથા મદ્રાસના ગવર્નરો ઉદ્ધત અને અશક્ત હોવા ઉપરાંત ગવર્નર જનરલના ઉપરી અધિકાર પ્રત્યે અદેખા હતા, તેની સલાહ તથા હુકમોનો તેઓ અનાદર કરતા, અને હરેક રીતે તેની રાજનીતિ નિષ્ફળ કરવા મથતા. કૌન્સિલમાં હેસ્ટીંગસની સામાનો પક્ષ ઘણો મજબુત થયો હતો, અને લંડનમાંના તેના દુશ્મનો તેના કામમાં અડચણ નાખતા હતા. જો આ વખતેજ રઘુનાથરાવની મદદે મોકલેલું લશ્કર પાછું બોલાવી લેવાયું હોત તો જે ગુંચવાડો પાછળથી ઉત્પન્ન થયો તેમાંથી હેસ્ટીંગસ ઘણે અંશે બચી જતે; પણ સાલસેટ અને વસઈ અંગ્રેજોના હાથમાં આવ્યા પછી મરાઠાઓએ આ અગત્યની જગ્યાઓ તેમને હમેશ માટે આપી દેવાની મજબુતીથી ના પાડવાથી કરાર માટેની ભાંજગડ છેક ૧૭૭૬ ના અંત લગી લંબાઈ. પણ એટલામાં યુરોપમાં થયેલી રાજકીય ઉથલપાથલની અસર હિંદુસ્તાનમાં જણાવા લાગી, અને તેની રૂએ અનેક નવી ગુંચવણો ઉભી થઈ.

આ અરસામાં અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટસ ઈંગ્લંડથી સ્વતંત્ર થઈ ગયાં હતાં, અને તે તરફ જાગેલો બળવો દાબી દેવામાં અંગ્રેજો એટલા બધા રોકાઈ ગયા હતા કે છેલ્લાં સાત વર્ષના વિગ્રહમાં ફ્રાન્સને જે નુકસાન અંગ્રેજોને હાથે ખમવું પડયું હતું તેનું વેર તેઓ સામે લેવાનો ફ્રેન્ચ લોકોએ ઠરાવ કર્યો. આ મતલબ પાર પાડવા સને ૧૭૭૭ માં એક ફ્રેન્ચ આડતીઓ મરાઠા સાથે એકસંપી કરવાના

હેતુથી હિંદુસ્તાન આવી પહોંચ્યો. સ્વાભાવિક રીતે પેશ્વાએ તેને અનુમોદન આપવાથી અંગ્રેજો થરથરી ગયા. એજ વર્ષમાં પારીસના એલચી ખાતા તરફથી હેસ્ટીંગ્સને બાતમી મળી કે ફ્રેન્ચ લોકો હિંદુસ્તાન ઉપર સ્વારી કરવાની યોજના રચતા હતા. બીજેજ વર્ષે ખબર આવી કે બરગોઈન સારાટોગા આગળ અમેરિકનોને શરણે ગયો હતો, અને ફ્રાન્સ તથા સ્પેન પણ ઇંગ્લંડ સામે લડાઈ જાહેર કરવાની અણી ઉપર હતાં. આ સઘળું પુરતું ન હોય તેમ બુરબોનના ટાપુમાંથી કેટલાક ફ્રેન્ચ લશ્કરી અમલદારોને હૈદરઅલ્લીની મદદ માટે હિંદુસ્તાનના દક્ષિણ કિનારા ઉપર ઉતારવામાં આવ્યા હતા.

અગર જો આ વખતે હેસ્ટીંગ્સ અને ફીલીપ ફ્રાન્સીસ વચ્ચે કલકત્તા કૌન્સિલમાં ઘણી કડવાસ ભરેલી અને ઝનુની તકરાર ચાલતી હતી છતાં આ ભયની સામે થવા માટે ગવર્નર જનરલે મજબુતીથી પગલાં લીધાં. હિંદુસ્તાનમાંનાં સઘળાં ફ્રેન્ચ સંસ્થાનો એકદમ પોતાને કબજે કર્યાં, મુંબઈના લશ્કરની મદદે બંગાળામાંથી કેટલીક ટુકડીઓ રવાના કરવામાં આવી, અને આ વિપત્તિના સમયના જોમમાં મરાઠાઓ સાથે નક્કી થયેલી સલાહની શરતો ઉડાવી નાખી. ગવર્નર જનરલે રઘુનાથરાવની મદદે બીજું લશ્કર મોકલવા ઠરાવ કર્યો. આ એક જોખમકારક સટ્ટો નીવડયો. કારણ આ સ્વારી પ્રસંગે અંગ્રેજ સરદારોએ અચુક ભુલાવો ખાધો, અને ઘણી શરમ ભરેલી રીતે હાર ખાઈ પાછા હઠયા. પેશ્વાની ગાદી માટે દાવો કરતો રઘુનાથરાવ નાસી ગયો અને આ લડાઈમાંથી કંઇ પણ લાભ મેળવવાને બદલે અંગ્રેજોએ મરાઠાઓનો ગુસ્સો હમેશ માટે પોતાની સામા ઉશ્કેર્યો.

આ હાર પછી, તથા મરાઠા એકસંપીમાંથી આગેવાન સરદારોને છુટા પાડવાની અંગ્રેજોએ કરેલી કેટલીક કુશળ નેમ નિષ્ફળ જવા પછી હેસ્ટીંગ્સ મ્હૈસુરના હૈદરઅલ્લી જેવા ચંચળ, યુક્તિબાજ અને

પશ્ચિમી દુશ્મન સાથે લડાઇમાં સપડાયો. સને ૧૭૬૯ માં અંગ્રેજોએ તેને મરાઠા સામે મદદ આપવા ના પાડી હતી ત્યારથી તે વેર લેવા માટે તક શોધતો હતો. જ્યારે કલકત્તા સરકારે સઘળાં ફ્રેન્ચ સંસ્થાનો કબજે લેવા માટે પ્રાંતિક સરકારોને ફરમાવ્યું ત્યારે મદ્રાસના સત્તાધિકારીઓને માહી, જે તે વખતે ફ્રેન્ચ લોકોના હાથમાં હતું તેને એકદમ સર કરવા હુકમ કરવામાં આવ્યો હતો. કારણ કે હિંદુસ્તાનના નૈઋત્ય ખુણામાં આવેલું આ બંદર હૈદરઅલ્લી તથા ફ્રેન્ચ લોકો વચ્ચે સિધો સમાગમ કરી આપે એમ અંગ્રેજોને ધાસ્તી હતી. કદાચ આવાંજ કોઈ કારણને લીધે હૈદરઅલ્લીએ આ જગ્યાની બાબતમાં વચ્ચે આવવા મદ્રાસ સરકારને ના પાડી, છતાં હૈદરઅલ્લીનું ધ્યાન મરાઠા પ્રદેશનો એક ટુકડો લઈ લેવામાં રોકાયલું હતું તે પ્રસંગનો લાભ લેઇ અંગ્રેજ ટુકડીએ માહી કબજે કરવાથી મ્હૈસુર સરદારને ઘણો સખ્ત ગુસ્સો ઉપજ્યો.

અઢારમી સદીનાં છેલ્લાં પચીસ વર્ષ દરમિયાન અંગ્રેજો મરાઠા અને હૈદરઅલ્લી એ ત્રણમાંથી જો કોઈ બે વચ્ચે તકરાર થતી તો ત્રીજો તેટલા વખત માટે બળવાન થતો; જો બે એકત્ર થઇ જતા તો ત્રીજો ભયમાં આવી પડતો. આ નિયમાનુસાર સને ૧૭૮૦માં મરાઠાઓ હૈદરઅલ્લી સાથે મળી જવાથી અંગ્રેજોની સ્થિતિ ઘણી બારીક થઈ પડી. લાંબા વખત સુધી દૂરના ભાગમાં ચાલેલી લડાઇથી બંગાળાનો ખજાનો ખુટી ગયો હતો, મુંબઇમાં પણ તેવીજ સ્થિતિ હતી અને લશ્કરને પગાર કરવાની અશક્તિને લીધે તેને હરેક બહાને રોકાયલું રાખવામાં આવ્યું હતું. દક્ષિણમાં હૈદરઅલ્લીએ મરાઠા સાથે સલાહ કરી નિઝામને એકસંપીમાં દાખલ થવા આગ્રહ કર્યો અને સને ૧૭૮૦ ના જુલાઈ માસમાં મોટું લશ્કર લઈ કર્નાટક ઉપર ઉતરી પડયો. મદ્રાસમાં ભયની આવી નિશાનીઓ તરફ તિરસ્કાર બતાવવામાં

આવ્યા ઉપરાંત તે તરફ કંઈ પણ ધ્યાન આપવામાં આવ્યું નહોતું, અને આવી ભયગ્રસ્ત સ્થિતિમાં સર થોમસ રમબોલ્ડે વિલાયત જતાં મદ્રાસ ઇલાકામાં શાંતિ તથા સલાહ પથરાયલી હોવા બાબત સંતોષ પ્રદર્શિત કરવાનું ઉચિત ધાર્યું હતું. પણ થોડાજ મહિનામાં અચાનક ચઢી આવતા તોફાનની માફક હૈદરઅલ્લીનાં લશ્કરે કર્નાટકમાં લુંટ-ફાટ ચલાવી, સામા ગયેલા અંગ્રેજ લશ્કરને હરાવી કહાડયું, અને મદ્રાસની સ્થિતિ એવી ભયભીત થઇ પડી કે જો હૈદરઅલ્લીએ તેને ઘેર્યું હોત તો તે સહેલાઈથી તેના હાથમાં જાત.

કંઈ પણ વખત ખોયા વગર હેસ્ટીંગ્સે નાણું તથા લશ્કર લઈ સર આયર કુટને મદ્રાસ તરફ રવાના કર્યો. રણસંગ્રામ આગળ પહોંચતાં કુટે હૈદરઅલ્લીને મદ્રાસની પાડોશમાંથી હાંકી કહાડયો. હૈદરઅલ્લી તરફના આવા અચાનક ધસારાથી ગવર્નર જનરલની સઘળી યોજનાઓ અવ્યવસ્થિત થઈ ગઈ; તેને એકી વખતે મ્હેસુર તથા મરાઠા સાથે લડાઇમાં ઉતરવું પડયું. ખાલી તીજોરી, લશ્કર ઉપર પડેલો અનહદ બોજો, મરાઠા એકસંપીમાં ભંગાણ પડાવવાની તેની નિષ્ફળતા એ સઘળાએ તેને ગુંચવ્યો હતો. એક તરફ ગ્વાલીઅરના સિંધીઆ તથા બીજી તરફ પુનાના પેશ્વા સાથે તેને લડવાનું હતું, અને મરાઠાના લાભની શરતોએ તેમની સાથે સલાહ કરવા તેની માગણી કબૂલ રાખવામાં આવી નહોતી. આ વખતે સિંધીઆ આગ્રા અને દિલ્હી લગી જીત મેળવતો ગયો હતો, છતાં કેપ્ટન પોફામે ઘણીજ બહાદુરીથી ગ્વાલી-અરનો કિલ્લો સર કરતાં સિંધીઆ દબાયો; સને ૧૭૮૨ માં પેશ્વા તથા અંગ્રેજો વચ્ચે સલાહ કરાવી આપવાના બદલામાં દિલ્હીની આસપાસના મુલક ઉપર તેને સ્વારી કરવા દેવાની શરતે તેણે હેસ્ટીંગ્સ સાથે તહનામું કર્યું, અને જે લડાઈ કોઈ પણ પ્રકારે અંગ્રેજોની કીર્તિ માટે માન ભરેલી તથા તેમના હિત સારૂ નફાકારક નહોતી તેનો અંત

આવ્યો. મદ્રાસ અને મુંબઈના બચાવ માટે આ પ્રમાણે હેસ્ટીંગ્સને જે પ્રયત્ન કરવા પડ્યા તેથી ખરચના મોટા ખાડામાં એ ઉતરી પડ્યો હતો. નાણાંની આ સખત તંગી દૂર કરવા માટે તેણે બનારસના રાજા તથા આઉધની બેગમો ઉપર દબાણ ચલાવી મોટી રકમો કઢાવી. જે ઉપાયો એ અર્થે એણે કામે લગાડ્યા હતા તે કોઈ પણ પ્રકારે વાજબી નહોતા, અને તેથીજ પાર્લામેન્ટ રૂબરૂ એના ઉપર મુકાયલા આરોપોમાં આ બે મુખ્ય હતા.

મરાઠા લશ્કરની ચંચળતા તથા મોટા વિસ્તાર ઉપર ત્વરાથી ફરી વળવાની શક્તિને લીધે તે સર્વત્ર ઘણુંજ હેરાન કરતા થઈ પડતું, અને ખાસ કરીને મુંબઈને હરઘડીએ ધાસ્તીમાં નાંખતું. પણ હમણાં મરાઠા સરદારોના માંહોમાંહેના વિગ્રહને લીધે તેઓની એકસંપીમાં ભંગાણ પડ્યું હતું, અને જેવી રીતે શિવાજીના વારસો પાસેથી પેશ્વાએ રાજ્યાસન લઈ લીધું હતું તેવીજ રીતે એ સરદારો પેશ્વા પાસેથી સત્તા છીનવી લેવા યત્ન કરતા હતા. મરાઠાઓ પોતાના એકત્ર બળથી પરરાજ્યોને ધ્રુજાવતા ત્યારે હૈદરઅલ્લી પોતાની કૌશલ્ય તથા લડાયક બુદ્ધિથી એકલો એક ભયંકર દુશ્મનની ગરજ સારતો હતો. હિંદુસ્તાનના કિનારાની બચાવરહિત સ્થિતિમાંજ હિંદુસ્તાનની નબળાઈ તથા ઈંગ્લંડનું પ્રાબલ્ય છે એમ હૈદરઅલ્લી લાંબો વખત થયાં પારખી શક્યો હતો. એણે જાતે પોતાની નૌકા ઉભી કરવા અથાગ મહેનત કરી હતી, અને તેની આ વખતની લડાઈમાં યુરોપમાંથી એક ફ્રેન્ચ કાફલો આવી પહોંચવાની તે રાહ જોતો હતો.

જ્યારે સને ૧૭૮૧ માં આ કાફલો આવી પહોંચ્યો ત્યારે હૈદરઅલ્લી કર્નાટકમાંનાં અંગ્રેજોનાં છુટાં છવાયાં સંસ્થાનો સર કરવામાં ગુંથાયો હતો; આ વખતે જો તે ફ્રેન્ચ લોકો સાથે જોડાઈ શક્યો હોત તો તે કડલોર જરૂરજ તાબે કરત. પણ હૈદરઅલ્લી મુલક જીત-

વામાં એવો તો મશગુલ થઈ ગયો હતો કે ફ્રેન્ચ કાફલાની મદદ લેવાનું તેને સુઝ પડયું નહિ. બીજી તરફથી જ્યારે ફ્રાન્સનો સૌથી કુશળ દરીઆઈ સેનાધિપતિ સફ્રેન હિંદી કિનારા ઉપર આવ્યો ત્યારે સર એડવર્ડ હ્યુજીસની સરદારી હેઠળ એક મજબુત અંગ્રેજી કાફલો તેની સામા થયો. ફ્રેન્ચ તથા વલંદાનાં સઘળાં સંસ્થાનો અંગ્રેજોના હાથમાં હોવાથી સફ્રેનને હિંદી કિનારા ઉપરથી ખોરાકી મેળવવા માટે કંઈ પણ સાધન મળ્યું નહિ. ઘણી મુશ્કેલીએ તેણે ૨૦૦૦ ફ્રેન્ચ સિપાઇને કિનારે ઉતારી હૈદરઅલ્લી તરફથી આવેલાં લશ્કર સાથે મળી જઈ કરનલ બ્રેથ્વેટની સરદારી હેઠળની દેશી સિપાઇની એક ટુકડીને અચાનક પકડી પાડીને હરાવી. બંગાળાના અખાતમાં સફ્રેન પોતાના સરદારોના લુલા ટેકાને લીધે, તથા અંગ્રેજ કાફલાની અથાગ ઝનુન અને બહાદુરીને પરિણામે હ્યુજીસ સામે નહિ ફાવી શકવાથી જમીન ઉપરનાં લશ્કરને મદદ કરવામાં તે બીલકુલ નિષ્ફળ ગયો. સને ૧૭૮૩ માં બુસી એક મોટું પાયદળ લશ્કર લઈ એની મદદે આવ્યો, પણ ૧૭૮૨ ના ડિસેમ્બર માસમાં થયેલા હૈદરઅલ્લીના મરણથી અંગ્રેજો એક હડહડતા દુશ્મનના ભયમાંથી મુક્ત થયા. અગર જો તેના છોકરા ટીપુ સુલતાને કડલોર આગળ અંગ્રેજોને ઘણી કઢંગી સ્થિતિમાં મુક્યા હતા, છતાં ઇંગ્લંડ અને ફ્રાન્ચ વચ્ચે સલાહ થયાની ખબર જુલાઇ ૧૭૮૩ માં આવતાં લગી તે કંઇ પણ મહત્વનું કામ કરી શકયો નહિ. આ પછી સફ્રેન પાછો ફ્રાન્સ ગયો અને ટીપુ સુલતાને કેટલીક મુદત બાદ અંગ્રેજો સાથે તહ કરી. આ પ્રમાણે સને ૧૭૮૫ ની વસંત રૂતુમાં વૉર્ન હેસ્ટીંગ્સે ગવર્નર જનરલના ઓદ્ધાનું રાજીનામું આપ્યું ત્યારે લડાઇનાં દશ વર્ષ પુરાં થયાં હતાં, અને હિંદુસ્તાનના દેશી રાજા તથા અંગ્રેજો વચ્ચે સલાહ હતી.

આ લાંબા યુદ્ધકાળમાંથી અંગ્રેજી રાજ્ય હચમચાયા વગર તો

નહિ પણ કંઇ ગંભીર નુકસાન વગર સહીસલામત રહેવા પામ્યું તે વૉર્ન હેસ્ટીંગ્સના રાજકીય બેધડકપણાનું પ્રત્યક્ષ પરિણામ હતું. આ પ્રખ્યાત નરની કારકીર્દી ઉપર આજ એક સદી થયાં જે ચુંથણાં પડયાં છે તે વિશે વધુ વિવેચન બીન જરૂરનું છે. આપણને મુખ્યત્વે કરીને સમજવાનું એટલું જ છે કે અંગ્રેજી પ્રજાકીય ઇતિહાસના એક કટોકટીના સમયે હિંદુસ્તાનનું રાજકીય વહાણ સહીસલામત પાર ઉતારનાર વૉર્ન હેસ્ટીંગ્સજ હતો. આ અરસામાં ઈંગ્લંડના દરીઆપારનાં સઘળાં સંસ્થાનો ભયભીત સ્થિતિમાં હતાં; કારણ કે યુરોપનાં બાકીનાં સર્વ દરીઆઇ રાજ્યો અંગ્રેજોની સામે એકત્ર થયાં હતાં. સાત વર્ષના વિગ્રહ દરમિયાન હિંદુસ્તાન તથા ઉત્તર અમેરિકામાં ફ્રેન્ચ સામે અંગ્રેજોએ જે જીત મેળવી હતી તેથી હવે પછી સલાહસંપમાં તેઓના દિવસ નિર્ગમન થશે એમ ધારી શકાય. પણ પરદેશી હરીફાઇનો અંત આવતાં જ બન્ને ગોળાર્ધમાં અંદરની મુશ્કેલી શરૂ થઇ; પશ્ચિમમાં સંસ્થાનવાસીઓએ સ્વતંત્રતા માટે હુલ્લડ મચાવ્યું, પૂર્વમાં દેશી રાજાઓ અંગ્રેજી ઉપરીપણા સામે એકત્ર થયા અને નાસીપાસ થયેલા ફ્રાન્સે આ બેઉ હીલચાલને ઉશ્કેરી ટેકો આપ્યો. અમેરિકામાં અથાગ પ્રયત્ન પછી હુલ્લડખોરોએ અંગ્રેજી વાવટાને ચીરી નાંખી ઉરાડી દીધો, પણ હિંદુસ્તાનમાં લાંબા અને થકવી નાખે એવા ઝઘડાની અંતે અંગ્રેજી રાજ્યનો પાયો વધારે મજબુત થઈ ગયો; તેમજ મ્હેસુરની અશામ્ય દુશ્મનાઈ અથવા મરાઠાના કંટાળો ઉપજાવે એવા હુમલા વૉર્ન હેસ્ટીંગ્સના હાથમાંથી બ્રિટિશ મુલકની એક વિઘું જમીન પણ પડાવી લેવાને ફળીભૂત થયાં નહિ.

જે વખતે ઇંગ્લંડમાં ઉમરાવ કુટુંબો તથા હાઉસ ઑફ કોમન્સની સત્તા પુર જોરમાં ચાલતી ત્યારે હેસ્ટીંગ્સને પાર્લામેન્ટમાં બીલકુલ લાગવગ નહોતો, તેમજ કોઇ ઉમરાવ કુટુંબ સાથે સંબંધ નહોતો.

એની કૌન્સિલમાંજ એના દુશ્મનો હતા, અને એના શેઠો ઇસ્ટ ઇન્ડીઆ કંપની, એને મદદ કરવામાં ઘણા અનિશ્ચિત હતા. તેના સાથીઓ સામા થાય, તાબાના ઇલાકાઓ તેના હુકમનો અનાદર કરે છતાં હેસ્ટીંગ્સને કંપનીનો વેપાર ચાલુ રાખવાનો હતો અને તે સાથે મદ્રાસ અથવા મુંબઇમાં થયેલી ભૂલોને લીધે જે અવિચારી વિગ્રહમાં એને ઉતરવું પડતું તેના ખરચની જોગવાઇ કરવાની હતી. વેપારી ચીજો ખરીદવા ઉપરાંત ચાલુ ઉપજમાંથી આ ખરચ એને કરવાનો હતો, પણ તેમ કરવામાં અશક્ત હોવાથી બનારસ તથા લખનોરમાંથી નાણાં કઢાવવાની ફરજ પડી હતી. દૂર દેશમાંની ભયંકર સ્થિતિનો તથા પ્રજાકીય હિતનો કેટલો મોટો બોજો એકજ સમર્થ પુરૂષ ઉપર પડયો હતો તેનો કંઇ પણ વિચાર નહિ કરનારાઓ હેસ્ટીંગ્સનાં આ કૃત્યોને એક ગંભીર ગુન્હાનું રૂપ આપે છે. હિંદુસ્તાનમાં તોફાન શાંત પડયું અને હેસ્ટીંગ્સના કારભારથી અંગ્રેજ સંસ્થાનને કંઈ પણ નુકસાન પહોંચ્યું નહિ ત્યારે ઇંગ્લંડમાં રાજદ્વારી પક્ષાપક્ષીની હોંસાતોંસીનો તે ભોગ થઈ પડયો. હેસ્ટીંગ્સે બજાવેલી કિંમતી સેવાના પ્રમાણમાં પાછળથી તેના ઉપર જે કંઇ ગુજર્યું હતું તે અન્યાયી અને જુલમ જેવું જ લેખી શકાય.



# પ્રકરણ ૧૧ મું.

## લૉર્ડ કૅાર્નવૅાલિસના હિંદુસ્તાન આવવા અગાઉનો સમય.

**૧. હિંદુસ્તાનનો મામલો (૧૭૮૫)**—થોડાંજ વર્ષના અરસામાં ઇંગ્લંડને એક તરફથી અમેરિકામાં એક મહાન રાજ્યની ખોટ ગઈ અને બીજી તરફથી તેનો બદલો હિંદુસ્તાનમાં મળ્યો, એ સઘળો ફ્રેન્ચ સરકારની રાજનીતિનો પ્રતાપ હતો. અગર જો ફ્રાન્સના કાફલાએ ઉત્તર અમેરિકાનાં સંસ્થાનો ઉપરના અંગ્રેજોના કાબુમાં વિક્ષેપ નાંખ્યો હતો, છતાં અમેરિકનો તરફથી લડવામાં ફ્રાન્સ એટલું નરમ પડી ગયું કે તે એશિયામાં તથા દરીઆ ઉપર ઇંગ્લંડ સાથે હાથ મેળવવા તદ્દન અશક્ત નીવડયું. સને ૧૭૮૩ પછી હિંદુસ્તાનમાં શાંતિ રહી. પણ ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચેની દશ વર્ષની સલાહ પછી જે ભયંકર તોફાનમાં આખું યુરોપ ઘેરાઈ ગયું તેની અસર હિંદુસ્તાનમાં પણ જણાઈ, અને તે ગડબડાટના સમયમાં અંગ્રેજી સત્તાના પ્રસારમાં જે અડચણો અત્યારલગી આવતી હતી તે સઘળી દૂર થઈ ગઇ. પ્રતિવર્ષ થતા મુલકના વધારા ઉપરથી બ્રિટિશ સત્તાનો વિસ્તાર ગણીએ તો કલાઇવે બંગાળાની દીવાની મેળવી ત્યારથી વૉર્ન હેસ્ટીંગ્સ ઇંગ્લંડ વિદાય થયો ત્યાં સુધીનાં વીસ વર્ષમાં બ્રિટિશ રાજ્યની સીમામાં કંઈ પણ ફેરફાર થયો હતો નહિ. એ અરસામાં બંગાળાના વાયવ્ય કોણ તરફ બનારસ અને ગાઝીપુર, તથા મુંબઇ તરફ સાલસેટ અને વસાઇ અંગ્રેજોના હાથમાં આવ્યાં હતાં, છતાં વૉર્ન હેસ્ટીંગ્સના લાંબા અમલ દરમિયાન બ્રિટિશ સંસ્થાનો અનેકવાર ભયભીત સ્થિતિમાં

આવી પડયાં એટલે તેનો વિસ્તાર વધારવા કરતાં તેનો બચાવ કરવાનું કામ અગત્યનું હતું. જે લડાઇમાં અંગ્રેજોને ઉતરવું પડયું હતું તે ઉપરથી એટલું તો પુરવાર થયું કે યુરોપનું એકત્ર નૌકાસૈન્ય ઇંગ્લંડને દરીઆ ઉપરથી હાંકી કહાડવા અશક્ત થયું હતું; અને જ્યાં સુધી દરીઆ માર્ગે ઇંગ્લંડ તથા હિંદુસ્તાન વચ્ચેનો સંબંધ જારી રહે, અને બંગાળામાં કંઈ પણ તોફાન થાય નહિ ત્યાં સુધી મરાઠા અથવા મ્હૈસુર તરફથી તેના સંસ્થાનને કંઈ પણ પ્રાણઘાતક નુકસાન થવાની બીક નહોતી. મધ્ય તથા દક્ષિણ હિંદુસ્તાનમાંનાં આ બેઉ ભયાનક રાજ્યો બેશક અંગ્રેજો ઉપર અંકુશરૂપે હતાં, અને જો આ વખતે ઉત્તર હિંદુસ્તાનમાં કોઇ પ્રતિકૂળ લડાયક સત્તા સ્થપાઈ હોત તો જરૂર તેઓની સહીસલામતીને નુકસાન પહોંચત. પણ હમેશની માફક હમણાં પણ અંગ્રેજોનું નસીબ જોર પર હતું, અને તેમને એ તરફની કંઈપણ ધાસ્તી નહોતી. એમ છતાં મોગલ રાજ્યની પડતી તથા અફઘાન લોકોના પાછા હઠવાને લીધે પંજાબમાં સીખ લોકો એકદમ જોર પર આવ્યા. આ નવી હિંદુ એકસંપીમાં જોડાવાને લડાયક જુસ્સા તથા ઝનુની ઉત્સાહે એ લોકોને પ્રેર્યા. સીખ લોકોએ પોતાની દરેક હીલચાલને ધર્મનું રૂપ આપેલું હોવાથી તેઓ ખાસ કરીને ભયંકર થઈ પડયા. પણ બંગાળામાંના અંગ્રેજોને આ હિંદુ પ્રજાકીય જુસ્સાનું પુનરજીવન ઘણું જ વખતસરનું અને ઉપયોગી નીવડયું. તેઓને ખરી બીક હિમાલયમાંથી ઉતરી આવતા પરદેશીઓના હુમલાની હતી. જેમ જેમ સીખ લોકો જોર પર આવતા ગયા તેમ તેમ આ અફઘાન લુંટારાઓનો માર્ગ બંધ થતો ગયો, તે એટલે લગી કે સને ૧૭૬૭ માં તેઓએ અહમદશાને છેલ્લા હલ્લામાં મારી હઠાવી બીજેજ વર્ષે જેલમ નદી ઓળંગી પોતાની જીત વાયવ્ય ખુણા તરફ લંબાવી. આ પ્રમાણે સીખ લોકોએ ફત્તેહમંદીથી હિંદી મુસલમાની રાજ્યોનો અફ-

ધાનો સાથેનો સંબંધ કાપી નાખ્યો. પરિણામમાં ઉત્તર હિંદુસ્તાનનાં રાજ્યોમાં અંગ્રેજોને લાભદાઇ નીવડે એવું સમતોલપણું જળવાઈ રહ્યું, કેમકે આ અરસામાં મરાઠા અને મ્હૈસુર સાથે તેઓ ઘણે ભાગે રોકાયલા હોવાથી ઉત્તર તરફ નજર ફેંકવા ભાગ્યેજ તેમને અવકાશ હતો.

સતલજ નદીના બન્ને કિનારા ઉપરનાં સીખ સંસ્થાનો, મરાઠાઓનો તે તરફ થતો પગપેસારો અટકાવવા માટે ઘણાં ઉપયોગી હતાં, કારણ હમણાં સિંધીઆના ઉપરીપણા હેઠળ તેઓ વળી પાછા ઉત્તર તરફ ધસતા હતા. આ લોભી અને સશક્ત સરદાર પોતાનું એક સ્વતંત્ર રાજ્ય સ્થાપવા માટે મથન કરી રહ્યો હતો, અને દિલ્હીની બાદશાહી સત્તા માટે વઢી મરતી બે બાજુમાંથી એકને હાથમાં લઇ સને ૧૭૮૫ માં સ્વપક્ષીનો હક સાબીત કરાવવા માટે લશ્કર સાથે દિલ્હી ગયો. બાદશાહના સૌથી મોટા શાહજાદાએ અંગ્રેજની મદદ માગી. મરાઠાઓની આ હીલચાલ અંગ્રેજોને જોખમકારક હોવા છતાં હેસ્ટીંગ્સે સિંધીઆની સામે થવાનું મુનાસીબ ધાર્યું નહિ. ખરેખર આ વેળા તેમને માટે સામા થવાનું કવખતનું હતું. હેસ્ટીંગ્સના હિંદુસ્તાનમાંથી જવા પછી સિંધીઆએ આગ્રા તથા દિલ્હી લીધાં, અને બાદશાહને નામે બંગાળાના મુલકનો વહીવટ કરવા પેટે ખંડણી ભરવા અંગ્રેજોને અરજ કરી.

સને ૧૭૮૬ માં લૉર્ડ કૉર્નવૉલીસ હિંદુસ્તાન આવ્યો ત્યારે પશ્ચિમમાં મરાઠા તથા દક્ષિણમાં ટીપુ સુલતાન સિવાય બીજા મહત્વના હરીફ સામે અંગ્રેજોને લડવાનું હતું નહિ.

**૨. પાર્લામેન્ટમાં હિંદુસ્તાન**—આપણે જોયું છે કે જ્યારથી યુરોપિય પ્રજાનો સંબંધ હિંદુસ્તાન સાથે ગાઢો થતો ગયો ત્યારથી યુરોપી લાગવગ હિંદુસ્તાનમાં વધતો ગયો. પશ્ચિમમાં લડાઇ ફાટતાં પૂર્વમાં તેનું પરાવર્તન થતું, અને પરિણામમાં હિંદમાં ઇંગ્લંડ સર્વોપરી

થયું. જેમ જેમ બ્રિટિશ પ્રજા વધારે ને વધારે પોતાનાં સંસ્થાનના સમાગમમાં આવતી ગઈ, તેમ તેમ હિંદની અગત્યતા વધતી ગઈ, અને તેનાં કામકાજ પાર્લમેન્ટમાં આવવા લાગ્યાં. સને ૧૭૮૩ માં યુરોપ અને અમેરિકામાં સલાહ થવાથી તેમજ અમેરિકાનાં સંસ્થાન ગ્રેટબ્રિટનના કબજામાંથી છટકી જવાથી ઇંગ્લંડનું ધ્યાન હિંદી મામલા તરફ દ્રઢતાથી ખેંચાયું. આ પ્રસંગે ઇંગ્લંડમાં એટલું તો ખાત્રીપૂર્વક જણાયું હતું કે ઇસ્ટ ઇન્ડીઆ કંપની હિંદુસ્તાનની ધણી થઈ હતી, અને એક વેપારી મંડળ તરીકે તેને જરૂરની હોય તે કરતાં વધારે સત્તા તે ધરાવતી હતી. કેટલાંક વર્ષ થયાં કંપનીનું બંધારણ તથા તેના વહીવટ વિશે હાઉસ ઑફ કોમન્સની કમિટિઓ બારીક તપાસ ચલાવતી હતી. કમિટીઓના રીપોર્ટ ઉપરથી કંપનીના કારભાર માટે ઠપકાની દરખાસ્ત પાર્લમેન્ટમાં લાવવામાં આવી હતી અને વૉર્ન હેસ્ટીંગ્સને પાછો બોલાવી લેવા ડાયરેક્ટરોને આગ્રહ કરનારા, તથા ગવર્નર જનરલ તથા તેની કૌન્સિલની સત્તા નક્કી કરનારા ઠરાવો પણ પસાર કરવામાં આવ્યા હતા. આ અરસામાં ઇંગ્લંડના પ્રધાન મંડળમાં મહાન ફેરફારો થયા, અને 'કોએલીશન મીનીસ્ટ્રી' સત્તા ઉપર આવતાં કંપનીના બંધારણમાં સુધારા વધારા કરવા માટે ફોક્સે એક કાયદો પાર્લમેન્ટ સમક્ષ રજુ કર્યો. ઇંગ્લંડના રાજ્યદ્વારી પક્ષોમાં આ વખતે ઘણોજ સખત મતભેદ હતો, ખુદ રાજા પણ લૉર્ડ નૉર્થ, ફોક્સ અને બર્કની સાથે રહી ડ્યુક ઑફ પોર્ટલેન્ડના ઉપરીપણા હેઠળ જે પ્રધાન-મંડળ ગોઠવાયું હતું તેની સામે હતો. લંબાણ તકરાર પછી ફોક્સ અને બર્ક હારી ગયા, ઇસ્ટ ઇન્ડીઆ બીલ ઉડી ગયું, અને ત્રીજા જ્યોર્જે તથા પીટે મળી 'કોએલીશન મીનીસ્ટ્રી' ઉંધી વાળી. પીટે સત્તા ઉપર આવતાં સને ૧૭૮૪ માં બીજું ઇન્ડીઆ બીલ પાર્લમેન્ટ-માં પસાર કરાવ્યું. એની રૂએ તાજ તરફથી નિમાયલા છ કમિશનરોને

કંપનીનાં લશ્કરી, મહેસુલી તથા બીજાં સઘળાં કામ ઉપર સંપૂર્ણ દેખરેખ રાખવાની સત્તા આપવામાં આવી. હિંદુસ્તાનની મુખ્ય સત્તા ગવર્નર જનરલ તથા ત્રણ કૌન્સિલરોને સોંપાઈ, તથા રાજકીય, લડાઈ તથા ખરચની બાબતમાં બીજા ઇલાકાની સરકાર ઉપર ઉંચો અધિકાર તેમના હાથમાં મૂકવામાં આવ્યો. સને ૧૭૮૬ માં કરેલા બીજા કાયદા અન્વયે કૌન્સિલની સંમતિ વિના પણ અસાધારણ પ્રસંગે પોતાની મુનસફી ઉપર અમલ કરવાની ગવર્નર જનરલને સત્તા આપવામાં આવી. આથી હિંદુસ્તાનના અમલમાં દેખીતી રીતે સુધારો થયો, અને કામકાજમાં વધારે સ્ફુર્તી આવી.

# પ્રકરણ ૧૨ મું

## લૉર્ડ કૉર્નવૉલીસ. ( ઇ. સ. ૧૭૮૬—૧૭૯૩ )

૧. **ગવર્નર જનરલનો હોદ્દો**—બ્રિટિશ હિંદુસ્તાન માટે નિર્માણ થયેલા નવા રાજકીય બંધારણનું મૂળતત્ત્વ ચાલતા અમલને વેગ આપવામાં જ સંકોચાયલું નહોતું, પણ તેણે ઇંગ્લંડનાં પ્રધાન મંડળ સાથેના સિદ્ધા સમાગમથી ગવર્નર જનરલના હાથ પુષ્કળ મજબુત કર્યા હતા. પાર્લામેન્ટે નિમેલો ગવર્નર જનરલ, લૉર્ડ કૉર્નવૉલીસ હિંદુસ્તાન આવ્યો ત્યાર પહેલાં તેણે એક બહાદુર સરદાર તથા કુશળ એલચી તરીકે કીર્તિ મેળવી હતી. ત્રણે ઇલાકાનો ગવર્નર જનરલ હોવા ઉપરાંત તેને આખા હિંદુસ્તાનના લશ્કરનો સરદાર પણ નીમ્યો હતો. લૉર્ડ કૉર્નવૉલીસની આટલી મોટી સત્તા, કીર્તિ તથા ઉમરાવપદ, અને પીટ તથા ડંડાસ સાથેની તેની અંગત દોસ્તી એ સઘળાંનાં

એકત્ર બળે વૉર્ન હેસ્ટીંગ્સના માર્ગમાં જે આડખીલીઓ હતી તે સર્વે નિર્મૂળ કરી. આ બહોળી સત્તાનો ઉપભોગ કરવામાં યુરોપ તથા એશિયાની રાજકીય સ્થિતિએ તેને ખાસ મદદ કરી. લૉર્ડ નૉર્થની સરકારે આરંભેલા સાત વર્ષના કમનસીબ વિગ્રહ પછી પૂર્વ અને પશ્ચિમમાં સલાહ શાંતિ પથરાઈ હતી, પણ એ માત્ર યુરોપમાંનાં રાજકીય ઉથલપાથલનાં ભયંકર વાવાઝોડાંની આગાહી સૂચક શાંતતા હતી. હિંદુસ્તાનને સારે નસીબે આખા યુરોપને ઘેરી લીધેલા રાજ્યક્રાંતિના તોફાનની અસર આ દેશમાં સને ૧૭૯૩ સુધી લાગી નહિ. આ વિસામો દેશમાં અગત્યના સુધારા દાખલ કરવા માટે, મ્હૈસુરના હરીફને એકે સપાટે દૂર કરી બ્રિટિશ અમલનો પાયો અચળ કરવા માટે તથા બીજા હિંદી રાજાઓ સાથે તહ કરી એકસંપી વધારવા માટે યોગ્ય રીતે અનુકૂળ હતો. બંગાળામાં ચાલતી અંધાધુંધી દૂર કરનાર પહેલો હેસ્ટીંગ્સ હતો. તેણે સઘળાં સરકારી ખાતાંઓનો વહીવટ યોગ્ય રીતે ગોઠવ્યો હતો; તેની આડે આવેલી મશહુર મુસ્કેલીઓને લીધે તે વધુ કરી શક્યો નહિ. હવે દેશની અંદરની વ્યવસ્થા દીનપરદીન નિયમિત થતી ગઈ; કાયદાઓ બંધાયા, વહીવટની બદીઓ સખત રીતે દાબી દેવાઈ. આ વખત પછી અંગ્રેજી રાજ્યના સ્થાયિપણા અને મજબુતાઈની નિશાનીઓ દેખાવા લાગી અને તેના પર લોકોનો વિશ્વાસ બેસવા લાગ્યો. બંગાળાની જાથુકની જમાબંધી નક્કી કરી કૉર્નવૉલીસે આ દેશમાં પોતાનું નામ અમર કર્યું. ટુંકમાં હવે બ્રિટિશ સરકારે ખુલ્લી રીતે હિંદુસ્તાનનાં પહેલી પંક્તિનાં રાજ્યોની હરોળમાં પોતાનું સ્થાન લીધું હતું, છતાં હજી લગી તેઓ તરફથી કંઈ પણ ઉપરીપણું પ્રત્યક્ષ રીતે બતાવવામાં આવ્યું નહોતું; દેશી રાજ્યો લડાઈ તથા સલાહ વખતે તેને પોતાના સમાન ગણતા, અને તેઓના કારભારમાં અંગ્રેજો બીલકુલ હાથ ઘાલતા નહિ.

**૨. મ્હેસુરના ટીપુ સુલતાન સાથે પહેલો વિગ્રહ. (૧૭૯૦-૯૨)**—લૉર્ડ કૉર્નવૉલીસ અમલ ઉપર આવ્યો ત્યારે અંગ્રેજોને દેશી રાજ્યો સાથે સલાહ હતી. મરાઠાઓએ નિઝામ સાથે જોડાઈ ટીપુ સુલતાન ઉપર હુમલો કરવા નક્કી કર્યું હતું. લૉર્ડ કૉર્નવૉલીસે એવી એકસંપીમાં દાખલ થવા ના પાડી, છતાં પોતાનું લશ્કર સજ કરવામાં તે તરતજ રોકાયો; વિચિક્ષણ ટીપુએ અંગ્રેજો તરફથી ભયની અગમચેતી કરી પોતાની સ્થિતિ મજબુત કરવા માટે કંઈ પણ બાકી રાખ્યું નહિ. બાપને પગલે ચાલી સને ૧૭૮૭ માં ટીપુએ કોન્સ્ટેન્ટીનોપલ તેમજ પારીસ પોતાના એલચી મોકલી ત્યાંથી મદદની માગણી કરી હતી. બન્ને ઠેકાણે તેના એલચીઓનો ઘણો સારો આદરસત્કાર થયો, છતાં તેથી કમનસીબ ટીપુને પોતાની શક્તિનો ખોટો ખ્યાલ બાંધવામાં ઉત્તેજીત કરવા સિવાય કંઇ પણ મહત્વનું કાર્ય સર્યું નહિ. ઉલટું અંગ્રેજ સરકારને ટીપુની હીલચાલ ઉપર બારીક દેખરેખ રાખવાની, અને સ્વરક્ષણ સારૂ સાવચેતીના ઉપાયો લઈ રાખવાની, આડકતરી રીતે ફરજ પડી.

લૉર્ડ કૉર્નવૉલીસે આ દેશમાં પગ મુકયો કે તરતજ ટીપુ સામે પોતાનો બચાવ કરવા સારૂ નિઝામે તેની મદદ માગી. પીટના કાયદા અન્વયે એમ કરવું તેને મુનાસીબ ન લાગવાથી એક જૂના તહનામાને આધારે જરૂર પડે ત્યારે નિઝામની મદદે લશ્કર મોકલવા તેણે વચન આપ્યું; અને વાજબી રીતે ટીપુએ આ વચનને પોતાની સામેની હીલચાલના પ્રારંભ તરીકે લેખ્યું.

યથાવિધિ આપેલી ચેતવણીનો અનાદર કરી ટીપુએ અંગ્રેજ રક્ષણ હેઠળના ત્રાવણકોરના રાજા ઉપર હલ્લો કરવા તૈયારી કરી. આ ઉપરથી લૉર્ડ કૉર્નવૉલીસ મરાઠા તથા નિઝામ સાથે જોડાયો; ભેગાં લશ્કરે મ્હૈસુરમાં દાખલ થઈ ટીપુને હરાવ્યો, ને તેની રાજ-

ખાનીમાં તેને ઘેર્યો; લડાઇ એક વર્ષ ચાલ્યા બાદ ૧૭૯૨ માં તેને તહનામા ઉપર સહી કરવાની ફરજ પાડી, જેની રૂએ એની યુદ્ધ-સામગ્રી ઘણી ઘટી ગઇ, અને પશ્ચિમ કિનારા ઉપરનો મલબાર પ્રાંત સુદ્ધાં તેનો અડધો પ્રદેશ તેના હાથમાંથી જતો રહ્યો. હવે પછી ટીપુ વેર લેવા માટે હરેક બહાનું શોધવા લાગ્યો, અને પરદેશી મદદથી અંગ્રેજોને હરાવી બને તો હિંદમાંથી તેમને હાંકી કહાડવાની ખોટી આશામાં પ્રફુલ્લિત રહ્યો. વારાફરતી તેણે મરાઠા, અફઘાન રાજા ઝમાનશાહ તથા ફ્રેન્ચ લોકો સાથે પત્રવ્યવહાર ચલાવ્યો. ફ્રેન્ચ લોકોએ તેની અરજ સ્વીકારી, અને અંગ્રેજોનો ગુસ્સો ઉશ્કેરી શકાય તેટલે હદ લગીજ મદદ કરવાનો દેખાવ કર્યો. ફ્રાન્સ સાથેના ટીપુના વ્યવહારનું ગંભીર પરિણામ એ આવ્યું કે સને ૧૭૯૩માં ફ્રેન્ચ રેવો-લ્યુશનને લીધે ઇંગ્લંડ અને ફ્રાન્સ વચ્ચે સખત વેર બંધાતાં મ્હૈસુર ઇંગ્લંડની ક્રૂર દુશ્મનાવટનો ભોગ થઇ પડયું.

**૩. મરાઠા અને ટીપુ સુલતાન**—એટલામાં મરાઠા સરદાર મહાદજી સિંધીઆ, જેને મોગલ બાદશાહે સલતનતના પ્રતિનિધિની પદ્વી આપી હતી અને જેણે ઉત્તરમાં મહાન પ્રદેશો જીતી લીધા હતા, તેણે તેના પ્રતિસ્પર્ધિ હોલકરને એક ઝનુની લડાઇમાં હરાવી પોતે ઉત્તર હિંદુસ્તાનમાં સાર્વભૌમ સત્તાધિકારી થઇ પડયો હતો. તેનો રાજદ્વારી હેતુ એ હતો કે મરાઠા એકસંપી તોડી નાખ્યા વિના પોતે એક સ્વતંત્ર સરદાર થવું; તે પોતાની કુશાગ્રબુદ્ધિને બળે જોઈ શક્યો હતો કે હિંદુસ્તાનમાં અંગ્રેજો ઘણી ઝડપથી પ્રાધાન્ય મેળવતા હતા, અને તેથી કોઈ પણ સામાન્ય હરીફ, પછી તે મ્હૈસુરનો મુસલમાન સરદાર હોય, તોપણ તેને દાબી દેવા માટે તેમને મદદ કરવામાં તે હદ ઉપરાંત શંકાશીલ રહેતો. હવે ટીપુનો ગર્વ ઉતર્યો હતો, અને એ તો ખુલ્લું હતું કે અંગ્રેજોને સતલજથી દરીઆ કાંઠા લગીમાં કોઇ-

નાથી પણ બીવાનું હતું તો તે મરાઠાઓ તરફથીજ હતું. એક મહાન પ્રદેશના તેઓ ધણી થઇ પડયા હતા; તેઓના મુખીઓ સારી રીતે સજ થયેલાં અસંખ્ય લશ્કરના સરદારો હતા; અને તેમની ફોજે રજપુતોનો પરાજય કર્યો હતો. કાંઈ પણ મુશ્કેલી વગર આઉધ અને હૈદરાબાદના મુસલમાની રાજ્યોના ભાડુતી લશ્કરને તેઓએ વિખેરી નાંખ્યાં હોત, પણ છુટાં છુટાં પ્રત્યેક લશ્કરનો સરદાર પોતાને માટે સ્વતંત્ર રાજધાની સ્થાપવા માટે સ્વાભાવિક રીતે લલચાયાથી મરાઠા એકસંપીનો સામાન્ય હેતુ બર લાવવામાં વારંવાર મુશ્કેલીઓ ઉભી થતી. સને ૧૭૮૬ માં સ્વતંત્ર થયા પછી મહાદજી સિંધીઆએ પોતાનો મુલક તથા ફોજ ઘણી ત્વરાથી વધારી દીધી હતી, અને હમણાં દિલ્હીની આસપાસનો પ્રદેશ તેના કબજામાં હતો, તેનો મુખ્ય હેતુ અંગ્રેજોની સામે મોટી એકસંપી ઉઠાવવાનો હતો, પણ તેનું એકલાનુંજ પ્રાબલ્ય મરાઠા સરદાર તથા અંગ્રેજ સરકારને એક સરખી રીતે ભય ઉપજાવનારૂં હોવાથી તેના અગ્રેસરપણા હેઠળ કામ કરવાને યા તો તેની યોજના મંજુર રાખવાને પેશ્વાને કંઈ પણ ઉતાવળ કરવાની જરૂર જણાઈ નહિ. પોતાનો ઉક્ત હેતુ બર લાવે તે પહેલાં સને ૧૭૯૪માં મહાદજી સિંધીઆ એકાએક મરણ પામ્યો. અત્યંત લોભી હોવા ઉપરાંત મહાદજીમાં રાજકીય નિપૂણતા તથા અસાધારણ લડાયક બુદ્ધિ હતાં. યુરોપીઅન અમલદારોની સરદારી હેઠળ કવાયત પામેલાં લશ્કર ઉભાં કરવાની તથા સાથે તોપખાનું રાખવાની રીતનું કોઈ પણ બીજા હિંદી રાજા કરતાં મોટા પ્રમાણમાં અનુકરણ કરનાર સિંધીઆજ હતો, પણ વધારે દીર્ઘદર્શી મરાઠા સરદારોનું કહેવું એવું હતું કે અગરજો આ જાતનું લશ્કર રજપુતાનાનાં ભાડુતી લશ્કરી ટોળાં સામે અને મુસલમાનોની બીન કેળવાયલી ફોજ સામે ગમે તેવું કારગર થાય, તોપણ તેઓના એકલા મહાભારત હરીફ

સામે તે ઉપયોગી થવાને બદલે નુકસાનકારક થઈ પડવાનો સંભવ હતો. તેઓના વિચાર પ્રમાણે આ અંગ્રેજોની સામે તેમનાંજ હથીઆર તથા તેમનીજ રીત વડે લડવાનો પ્રયત્ન કરવા જેવું હતું. અનિયમિત અને જરૂર જોગાં હથીઆરવાળાં ટોળાએ છેલ્લાં સો વર્ષ દરમિયાન જે કુનેહ ભરેલા હલ્લા, ઝડપી કુચ, અને દાવપેચ કરી બતાવ્યા હતા તે આવા લશ્કરથી થાય એમ નહોતું. અત્યાર લગીના લડાઈના ઇતિહાસમાં પણ સાબીત થયું છે કે અનુભવ અને સામગ્રી રહિત, પણ સંખ્યામાં મજબુત એવા લોકને નાના કવાયત પામેલા લશ્કર ઉપર જીત મેળવવા માટે છુટી છવાઈ લડાઈ વધારે બંધ બેસતી થઇ પડે છે; એમ છતાં જેમ જેમ મરાઠાઓ યુરોપની સુધરેલી રીતનું અનુકરણ કરતા ગયા તેમ તેમ તેઓનાં લશ્કરમાં અનેક જાતિના લોકો દાખલ થતા ગયા અને તે કારણે જાતીય એકતાનો લાભ જતો રહ્યો.

હવે પછી મરાઠા તથા સીખ લોકો સાથે થયેલી લડાઈની ખાસ ખુબી એ હતી કે સામાવાળા ગમે તેવા મજબુત હોવા છતાં હમેશાં અંગ્રેજોની જીત નિશ્ચયપૂર્વક હતી. હુમલાનો સપાટો એવો સખત પડતો કે જો સામાવાળા એક વખત વિખેરાઈ અથવા હારી જતા તો તેઓ ફરી ઉઠવા પામતા નહિ. જે જે રાજ્યો સાથે અંગ્રેજોને લડાઈમાં ઉતરવું પડેલું તે સઘળાંનું જીવન ફત્તેહ ઉપરજ હોવાથી હાર થતાં તેઓ અંગ્રેજોની દયા ઉપર રહેતા. લશ્કરની બાબતમાં યુરોપની રીતના અનુકરણે દેશી રાજ્યોને ભુલાવો ખવાડયો હતો. તેઓ એમ માનતા કે આવી રીતે અંગ્રેજો ઉપર ફત્તેહમંદીથી તેઓ જીત મેળવી શકશે. પણ તેજ વખતે તેઓ ભુલી જતા કે અંગ્રેજો પોતાના અખૂટ ભંડાર તથા લડાઈની સામગ્રીને લીધે જરૂર હોય તે કરતાં પણ વધુ લશ્કર થોડ સમયમાં લડાઈમાં ઉતારવાને શક્તિ-

વાન હતા. આવાંજ કારણને લીધે ધીમે ધીમે એક પછી એક એમ અનેક પ્રદેશો તેમના હાથમાં ગયા, તે એટલે સુધી કે આખરે આખા હિંદુસ્તાનના માલીક થઈ પડયા.

ટીપુ સુલતાન સાથેની લડાઈના અંત પછી દક્ષિણ હિંદુસ્તાન શાંત રહે તે અર્થે લૉર્ડ કૉર્નવૉલીસે મરાઠા તથા નિઝામને સમજાવવા યત્ન કર્યો, અને જે જે મુલક દરેકના કબજામાં હોય તેનો ટીપુ સામે બચાવ કરવાની શરતે બધાંને એકત્ર થવા લલચાવ્યા. મરાઠાની બીકે નિઝામે આ ગોઠવણ તરતજ કબૂલ રાખી, પણ મરાઠાઓએ તેમ કરવા ના પાડી; કેમકે તેઓ નિઝામને લૂંટવાનો મનસુબો કરતા હતા. હૈદરાબાદ અને આઉધનાં બે મોટાં મુસલમાની રાજ્યો તેમની ઉપજ તથા વિસ્તારના પ્રમાણમાં ઘણાંજ નબળાં હતાં; રાજકીય બાબતમાં તેમનું વજન ઘણુંજ થોડું હતું, અને બ્રિટિશ સરકાર એટલીજ આતુર હતી કે તેમનો કવખતે થતો નાશ અટકાવવો. અંદરના ગોટાળા તથા નાણાંની ગુંચવણમાં આઉધ લપટાઈ ગયેલું હોવાથી, કેટલોક વખત થયાં તે કલકત્તા સરકારના રક્ષણ હેઠળ હતું. એવાંજ કેટલાંક કારણોથી હૈદરાબાદનું રાજ્ય પણ પાછળથી બ્રિટિશ બાંહેધરી હેઠળ આવ્યું હતું. વારંવાર ઉભી થતી અસાધારણ મુશ્કેલીઓ વચ્ચે અંગ્રેજોને, દેશી રાજ્યોની આડે નહિ આવવાના મક્કમ ઠરાવ છતાં કામ કરવું પડતું હતું તેનો આ દાખલા પુરાવો આપે છે. દેશમાંની બીજી કોઈ પણ મહત્વની સત્તા સલાહસંપ જાળવવા માટે આતુર નહોતી; નબળાં રાજ્યો બળવાનનાં ભોગ થઈ પડયાં હતાં; અને પોતાના હરીફોને જેર કરી શકે એવી કોઈ સત્તા અંગ્રેજોની સામે ઉભી થશે એવી દરેક ધાસ્તી હતી. આ કારણને લીધે તેઓને પણ દેશમાં મુલક કબજે કરવા માટે ચાલતી ધમાધમીમાં ઝીંપલાવવાની જરૂર પડી.

**૪. કૉર્નવૉલીસના અમલનો અંત, ૧૭૯૩**—લૉર્ડ કૉર્નવૉલીસના અમલ ઉપરથી એટલું તો આપણે જોઈ શકીએ છીએ કે દેશમાં સર્વત્ર ફાટી નીકળતા ટંટા તરફ બેદરકાર રહી શાંત બેસી રહેવાનું અંગ્રેજો માટે અતિ કઠણ હતું. કંપનીના ગવર્નરો સામે સામાન્ય રીતે એવો આરોપ મૂકવામાં આવતો હતો કે તેમની અતિ લોભી વૃત્તિએ તેમને અન્યાયી અને બીન જરૂરી લડાઈમાં હોમ્યા હતા. સને ૧૭૮૬ પછી કંપનીનો વહીવટ ઈંગ્લંડના પ્રધાનમંડળ હસ્તક આવવાથી હિંદુસ્તાનના કારભારમાં નિયમિતપણું જળવાઇ સાહસિક લોભનો ત્યાગ કરવામાં આવશે એમ સાધારણ રીતે માનવામાં આવતું હતું. બીજા કોઈ પણ ગવર્નર જનરલ કરતાં લૉર્ડ કૉર્નવૉલીસને આ બાબતમાં નિયમસર તથા શાંત રહેવા માટે વધારે આગ્રહપૂર્વક સૂચનાઓ કરવામાં આવી હતી. આ સામાન્ય હુકમોને પાર્લામેન્ટના કાયદાની અનુમતિ મળી હતી, અને તેની રૂએ લડાઈ માટેનો ઉત્સાહ તથા રાજ્ય લંબાવવાની તૃષ્ણાને દબાવવામાં આવ્યાં હતાં.

છતાં મધ્યમ વિચાર તથા ન્યાયી બુદ્ધિ માટે મશહુર થયેલા લૉર્ડ કૉર્નવૉલીસને પણ કલકત્તે આવતાં લડાઈને માટે તૈયારી કરવી પડી; અને તરત જ એને માલમ પડયું કે જે બદીઓ અટકાવવા પાર્લામેન્ટે કાયદા ઘડયા હતા તેને તો ઉલટું તેથી ઉત્તેજન મળ્યું હતું. આ કાયદાના અંકુશ હેઠળ ગવર્નર જનરલને દેશી રાજ્યોમાં થતી ભયંકર એકસંપી તથા મુલકોની ખેંચતાણ મુંગે મ્હોડે જોયા કરવાનાં હતાં, અને જ્યાં સુધી અંગ્રેજી રાજ્યની સલામતી ખરેખર તથા અચૂક રીતે ભયમાં આવી પડે નહિ ત્યાં સુધી તેમાં દખલ કરવાનું હતુ નહીં. આવાં બંધન છતાં મ્હેસુરની લડાઇ થઈ અને અંગ્રેજી રાજ્યની હદ પણ લંબાઈ, તોપણ કૉર્નવૉલીસના શુભ હેતુ ઉપર સર્વનો એવો તો ભરોંસો હતો કે સને ૧૭૯૩ માં તે હિંદુસ્તાન છોડી ગયો

ત્યારે ઈંગ્લંડમાં સઘળે એવો અભિપ્રાય પ્રદર્શિત થયો કે તેણે શાંત રાજનીતિની સ્થાપના માટે જરૂરનાં પગલાં જ માત્ર લીધાં હતાં. ખરૂં જોતાં તો અંગ્રેજો આ સમયે મોટા વિસ્તાર ઉપર લડાઈ કરવા તથા વિસ્તીર્ણ પ્રદેશો રાજ્યમાં જોડી દેવાની અણી ઉપર હતા.

હિંદુસ્તાનને પાર્લામેન્ટના અંકુશ હેઠળ મૂકવાનું તરતનું પરિણામ એ આવ્યું કે અંગ્રેજી મુલકનો વિસ્તાર જેમ બને તેમ વધારવાનું કામ ધીમું પડવાને બદલે પુર જોસથી ચાલ્યું. હિંદુસ્તાનમાંની અંગ્રેજોની મોટી મોટી લડાઈઓ સને ૧૭૮૯થી જ શરૂ થઈ; અને પાર્લામેન્ટે નિમેલા પહેલા બે ગવર્નર જનરલ કૉર્નવૉલીસ તથા વેલેસ્લીના સમયમાં સૌથી સખત અને લાંબા વિગ્રહ થયા, અને મોટા પ્રદેશો અંગ્રેજી મુલકમાં ઉમેરાયા. હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો પાયો વેપારીઓએ જેમ મનમાં આવ્યું તેમ કટકે કટકે ઉભો કર્યો હતો, કલાઇવે તેને બંગાળામાં મજબુત કરી સજડ બેસાડયો હતો, અને શરૂઆતના ભાગને હેસ્ટીંગ્સે અડગ કર્યો હતો. તે ઉપરનો ઇમલો પાર્લામેન્ટે નિમેલા મશહુર ગવર્નર જનરલોએ પુરો કરી બ્રિટિશ સલતનતનું આલીશાન મકાન ખડું કર્યું હતું.

હિંદુસ્તાનનો ઈંગ્લંડ સાથનો સંબંધ જેમ વધારે નિકટ થતો ગયો, અને ઈંગ્લંડનું હિત તેમાં વધતું ગયું તેમ આ દેશ યુરોપીઅન રાજકીય મામલાના વ્હોમાં એટલું તો સપડાઈ ગયું કે ફ્રાન્સ અને ઈંગ્લંડ વચ્ચે અદાવત શરૂ થતાં જ તેની અસર અહીઆં જણાવા લાગી. રાજવિપ્લવની અણી ઉપર આવેલા ફ્રાન્સ સાથે સને ૧૭૯૩-માં મોટા વિગ્રહનો આરંભ થતાં જ એશિયામાંના અંગ્રેજોએ પોતાના બચાવ માટે જરૂરનાં પગલાં લીધાં. આ વખતે નેપોલીઅન બોનાપાર્ટ એક અફઘાન લુટારાની માફક લશ્કરને બળે એક જુલમી રાજ્ય સ્થાપવામાં રોકાયો હતો. તે મસનદ ઉંધાં વાળતો, જાતીય નામ-

નિશાન રફે દફે કરતો, વંશપરંપરાના હક્કો ઉરાડી નાંખતો, પોતાની તરવાર વડે નવાં રાજ્યો કોતરી કહાડતો અને એક મોટી જાગીરના જેમ કોઈ કકડા પાડે તેમ બોનાપાર્ટ તેની સિમા નક્કી કરતો. આવી રમતમાં આનંદ માનતો હોવાથી તે પ્રેરણાબુદ્ધિથી જ એશિયા તરફ ખેંચાયો. અનંત લડાઇ અને આપખુદ કારભાર માટે લાયક હોય તેવી બુદ્ધિનાં જૂનાં ખખ થઈ ગયેલાં રાજ્યો તોડી પાડવામાં તથા ફુરસદે બીજા નિયમસર ઉભાં કરવામાં ઉપયોગ કરવા સારૂ તે ખંડમાં વિશાળ સ્થાન હતું. બ્રિટિશ હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરવાની યોજના હમેશાં તેના મગજમાં રમ્યા કરતી; અંગ્રેજોને તેમનાં પૂર્વ તરફનાં સઘળાં સંસ્થાનોમાંથી હાંકી કહાડવાના જાહેર હેતુથી સને ૧૭૯૮ માં તે ઇજીપ્ત પર્યંત ગયો પણ ત્યાંથી જ યુરોપ તરફ પાછા ફરવાની તેને જરૂર પડી, અને એશિયા ઉપર સ્વારી લઈ જવાનો તેનો પહેલો તેમજ છેલ્લો યત્ન નિષ્ફળ ગયો. નેપોલીઅનની આવી ખોટી ધમકીથી હિંદુસ્તાનમાંનાં દેશી રાજ્યો પોતાના મુલક સાથે જોડી દેવાનું કામ અંગ્રેજોએ ધમધોકાર આગળ ચલાવ્યું.

લૉર્ડ મૉર્નીંગ્ટનના આવતા સુધી સર જૉન શોર ગવર્નર જનરલ થયો, પણ તે સાવધ તથા વધારે સમજુ અને ડાહ્યો હોવાથી, તથા એક નિયમની ખાતર પોતાની જોખમદારી વધારવાની વિરૂદ્ધ હોવાથી તેણે મરાઠાઓની સામે નિઝામને મદદ કરવાની સાફ ના પાડી. પરિણામમાં મરાઠાઓએ હૈદરાબાદના રાજ્ય ઉપર સ્વારી કરી, નિઝામના લશ્કરને વિખેરી નાખ્યું, અને ઘણી જુલમગાર શરતે તથા શરમ ભરેલી રીતે તેને તાબે થવાની ફરજ પાડી. આ ફત્તેહથી મરાઠાઓ ઘણા જોર પર આવ્યા અને તેમની કીર્તિ વધી ગઈ; અને નિઝામનો ગુસ્સો અંગ્રેજો પ્રત્યે એટલો બધો ઉશ્કેરાયો કે તે પોતાના ફ્રાન્સીસી લશ્કરમાં ઉમેરો કરવા મંડી પડયો.

નિઝામને નબળો પડેલો ધારી તેનું આખું રાજ્ય હોઇઆં કરવાનો ટીપુએ મનસૂબો કર્યો. આ હેતુ બર લાવવામાં અંગ્રેજો તેની આડે નહિ આવે એવી મતલબથી પરદેશી રાજ્યો સાથે મિત્રાચારી કરવાના નિષ્ફળ પ્રયત્ન તેણે કર્યા, અને તેની સમજાવટથી અફગાનિસ્તાનના અમીર ઝમાનશાહે સને ૧૭૯૭ માં પંજાબમાં દાખલ થઈ લાહોર લીધું. આથી અંગ્રેજો ગભરાઈ ગયા; આખું ઉત્તર હિંદુસ્તાન ખળભળી ઉઠ્યું અને હિંદી મુસલમાનોએ અમીરની કુમકે જવાની તૈયારી કરી. આઉધનો નવાબ તેની સામા થવાને ઘણો અશક્ત હતો. જો ઝમાનશાહ દિલ્હી તરફ આગળ વધ્યો હોત તો દેશમાં ઘણીજ ગડબડાટ થાત, પણ સને ૧૭૯૮ માં તેને પોતાના પશ્ચિમ તરફના મુલકનો ઇરાનીઓના હુમલા સામે બચાવ કરવા સારૂ ઝપાટાબંધ અફગાનીસ્તાન પાછા ફરવાની ફરજ પડી, અને જાગી ઉઠેલું તોફાન દબાઈ ગયું.

આ અરસામાં આઇલિ ઑફ ફ્રાન્સમાં ટીપુએ ખાનગી સંદેશા મોકલ્યા હતા અને ત્યાંના ગવર્નરે તે કબુલ રાખી તેની સાથે અરસપરસ મદદ કરવાની શરતે મિત્રાચારી જાહેર પણ કરી હતી. સને ૧૭૯૯ માં કેરો મુકામથી બોનાપાર્ટે ટીપુને પોતાના ઇજીપ્ત આવવાની ખબર આપી હતી અને કોઈ આડતીઆને મોકલવા આગ્રહ કર્યો હતો, પણ એટલામાં ફ્રેન્ચ લોકોને પોતાને જ ઇજીપ્તમાંથી નીકળી નાસવું પડયું, અને પરદેશીઓના હિંદ તરફ ઉતરી આવવાના ગપાટા બંધ પડતાં ટીપુ સુલતાન અંગ્રેજોના ગુસ્સાનો ભોગ થઈ પડયો.

## પ્રકરણ ૧૩ મું.

## લૉર્ડ વેલેસ્લી ( ઇ. સ. ૧૭૯૮—૧૮૦૫. )

**૧. મ્હેસુર ( ૧૭૯૯ )**—જે દિવસે લૉર્ડ મૉર્નીંગ્ટન, પાછળથી થયેલો માર્ક્વીસ વેલેસ્લી, મદ્રાસને કિનારે એપ્રિલ સને ૧૭૯૮ માં ઉતર્યો તેજ દહાડે ટીપુના એલચીઓ આઇલિ ઑફ ફ્રાન્સમાંથી માન સહિત પાછા ફરી માંગ્લોર ઉતર્યા. નવા ગવર્નર જનરલને ઇંગ્લંડમાં મળેલી સૂચના અન્વયે અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી હાંકી કહાડવા સારૂ મદદ મેળવવા ટીપુએ ફ્રેન્ચ લોકો સાથે કરેલી આ સંધી તેની સામે લડાઈ જાહેર કરવાનું એક વાજબી કારણ તરીકે લેખવામાં આવી હતી. લૉર્ડ મૉર્નીંગ્ટનનો લડાયક જુસ્સો સહેલાઇથી ઉકળી આવ્યો, પણ તૈયારીની ખામીને લીધે ટીપુ ઉપર એકદમ હલ્લો લઈ જતાં તે અટક્યો. સરકારી તીજોરી ખાલી હતી, બજારમાં કંપનીની આંટ છેક જ બેસી ગઈ હતી; એવે પ્રસંગે નિઝામ તથા મરાઠાની કુમક ઉપર ભરોંસો રાખવાનું મૉર્નીંગ્ટનને વ્યાજબી લાગ્યું નહિ; દેશી રાજ્યોથી અલગ રહેવાની અંગ્રેજ રાજનીતિનાં માઠાં ફળ નિઝામની નબળાઈ તથા અસંતોષ દ્વારા, ટીપુની ભયભરેલી તૈયારી દ્વારા, તથા મરાઠાની વધતી જતી સત્તા દ્વારા જણાવા લાગ્યાં હતાં. સને ૧૭૯૨થી ૧૭૯૮ ના ૭ વર્ષમાં છેલ્લાં બન્ને રાજ્યોએ નબળા પાડોશીઓને ભોગે પોતાની સરહદ લંબાવી હતી, તથા લડાયક સામગ્રીથી સજ થયા હતા. કુદરલા આગળ થયેલી હારથી નિઝામ એક આગેવાન રાજકર્તાને બદલે મરાઠાનો ખંડણીઓ રાજા થયો હતો; પુનામાં દોલતરાવ સિંધીઆનો લાવવગ પુર ઝામતાં, મધ્ય હિંદુસ્તાનના મોટા પ્રદેશો

ઉપર તે અમલ ચલાવતો હતો અને તેણે દિલ્હી સુધી પોતાની હદ લંબાવી હતી. ટુંકામાં મધ્ય તથા ઉત્તર હિંદમાં તે એક મહાન રાજકર્તા થઈ પડયો હતો, અને અવ્યક્ત વલણ અખત્યાર કરી પેશ્વા તથા નિઝામ બન્નેને ગભરાવતો, તથા મ્હૈસુરનો નાશ કરવા માટે અંગ્રેજોને મદદ કરવાના મરાઠાઓના અવિચારીપણાને સખત શબ્દોમાં વખોડી કહાડતો. લગભગ આ અરસામાં લૉર્ડ મૉર્નીંગ્ટનને અફગાનીસ્તાનના રાજા ઝમાનશાહ તરફથી એક પત્ર મળ્યો, જેમાં હિંદુસ્તાન ઉપર ચહડી આવી મરાઠાઓના હાથમાંથી મોગલ બાદશાહને છોડાવવાનો તેણે પોતાનો વિચાર જાહેર કર્યો હતો.

આ હકીકતમાં ગવર્નર જનરલે યુક્તિથી મ્હૈસુર પાસે તેના અંતિમ આશયનો સંતોષકારક ખુલાસો મેળવવા ઠરાવ કર્યો, અને બીજી તરફથી પુના તથા હૈદરાબાદ સાથે મિત્રાચારીની ગાંઠ વધારે મજબૂત રીતે બાંધવામાં, નાણાંની બરાબર વ્યવસ્થા કરવામાં તથા મદ્રાસના લશ્કરમાં ઉમેરો કરવામાં પોતે ગુંથાયો. નિઝામ પાસેની ફ્રેન્ચ ફોજને રજા આપી તેને બદલે અંગ્રેજ અમલદારોના ઉપરીપણા હેઠળ એક લશ્કર હૈદરાબાદમાંજ રાખવાની શરતે નિઝામ આ એકસંપીમાં જોડાવા કબૂલ થયો. પુને પણ એવીજ દરખાસ્ત થઈ, પણ મરાઠાઓ બ્રિટિશ પ્રાધાન્યપણા તરફ સારી નિષ્ઠાથી જોતા નહિ હોવાથી આવી ગોઠવણ પેશ્વા સરકારને રૂચી નહીં, કારણ તેમને ભય હતો કે એથી પરિણામમાં તેમને અંગ્રેજોને આધીન થવું પડશે.

એમ છતાં નિઝામ અને પેશ્વા બન્ને મ્હૈસુરની સામે એકસંપીમાં જોડાવા કબૂલ થયા, અને ફ્રેન્ચ મિત્રાચારી છોડી દેવા માટે યોગ્ય શબ્દોમાં ટીપુ સુલતાનને માગણી કરવામાં આવી. આ માગણીનો અનાદર થતાં સને ૧૭૯૯ ના આરંભમાં એકત્ર લશ્કર મ્હૈસુરમાં દાખલ થયું. દુશ્મનો સામે લડાઈમાં ટકી રહેવાને કેટલીક વ્યર્થ મહેનત કરવા

પછી ટીપુને શ્રીરંગપટણમાં પાછા હઠવું પડયું. આ કિલ્લો મે માસમાં સર કરવામાં આવ્યો ત્યાં સુધી તે તેમાં ઘેરાઇ રહ્યો. લડાઇમાં ટીપુના માર્યા જવાથી મ્હૈસુરના મુસલમાની રાજ્યનો અંત આવ્યો. લૉર્ડ મૉર્નીંગ્ટને રાજ્યના કકડા પાડી કેટલોક ભાગ અંગ્રેજો તથા તેના મળતીઆઓમાં વહેંચી લીધો,અને બાકીનો મુલક હૈદરઅલ્લીએ હાંકી કહાડેલા હિંદુ રાજ્યકુટુંબને પાછો સોંપ્યો.

આ લશ્કરી તેમજ રાજકીય પરાક્રમોની ફત્તેહ મોટે ભાગે લડાઈમાં કરનલ આર્થર વેલેસ્લીની હાજરીને લીધે હતી. જો કે વેલેસ્લી લશ્કરમાં એક હલકા દરજ્જા ઉપર હતો છતાં તેની નિર્મળ તથા તેજસ્વી બુદ્ધિ, જંગના મેદાન ઉપર તેની શક્તિ તથા કૌશલ્ય એ સઘળા તેના ગુણો તરતજ જણાઈ આવ્યા, અને તેના બળે કરી લૉર્ડ મૉર્નીંગ્ટનને લશ્કરનાં સઘળાં ખાતાંઓ ફરી રચવામાં સલાહ આપવા તથા નિશ્ચયપૂર્વક લડાઈનો અંત આણવામાં તે શક્તિવાન થયો.

ટીપુનો સીતારો કોઈ પણ વખતે ચહડતો ન હતો; તે ક્રૂર, ઝનુની અને અજ્ઞાન હોવા છતાં એશિયામાં અમલ ચલાવવાને જરૂરના કેટલાક સખત ગુણો એનામાં એવા હતા કે એ કાળના હિંદી રાજકર્તાઓમાં એ નામ કહાડતે; પણ ઉચ્ચ પ્રકારની રાજકીય બુદ્ધિ તેનામાં બીલકુલ નહોતી, તેમજ યુરોપીઅન લોકો સાથે અથડામણમાં ઉતરવું કેવા સંજોગોમાં અયોગ્ય હતું તે પણ એ જોઈ શકતો નહોતો. ટીપુથી સમજાય નહિ તેવા અને સદંતર એની સત્તાની બહાર દુનીઆના દૂરના ભાગમાં બનેલા અનેક બનાવોમાંથી શરૂ થયેલી અને મ્હૈસુર કરતાં વધારે મોટાં રાજ્યો ઉપર ફરી વળેલી રેલના સપાટામાં તે પણ સપડાઈ ગયો હતો. જ્યારે ફ્રેન્ચ લોકોને અંગ્રેજો સાથે સખતમાં સખત દુશ્મનાવટ હતી અને તેઓ અંગ્રેજોને તેમનાં પૂર્વનાં સંસ્થાનમાંથી હાંકી કહાડવા સ્પષ્ટ રીતે મચેલા હતા ત્યારે ટીપુ

સુલતાને તેમની સાથે મિત્રાચારી બાંધી. એને ખુલ્લે ખુલ્લી ચેતવણી મળી હતી કે આવી તકરારમાં જો કોઈ અંગ્રેજોની સામા તરવાર ઉગામવવાનો સહેજ પણ વિચાર કરશે તો અંગ્રેજો તે જરૂર જ છીનવી લેશે. જે મિત્રોની મદદ ઉપર તે કુદતો હતો તે એનાથી હજારો માઇલ દૂર હતા, પણ જે દેશી રાજ્યોને એણે ગભરાવી મુકયાં હતાં તે જ અંગ્રેજોની મદદે હતાં, અને એ સઘળાં તેની સરહદ ઉપર ઝઝુમી રહ્યાં હતાં. આ બાબત પણ તેણે કંઇ વિચાર કર્યો નહીં. પણ તે સમજતો હતો કે અંગ્રેજોની માગણી કબૂલ કરવી એ સ્વતંત્રતા ખોવા ઉપરાંત પરદેશી રાજ્યો સાથેના સંબંધમાં તથા લશ્કરી બાબતમાં અંગ્રેજોનું પ્રાધાન્ય સ્વીકારવા જેવું હતું; અને તેથી જ તેના ઝનુની સ્વભાવે તેને એક જોખમકારક લડાઈમાં હોમ્યો હતો.

**૨. સહાયકારી સંધિ**—મ્હૈસુરના રાજ્યના અંતથી બ્રિટિશ અમલ બે ડગલાં આગળ વધ્યો, અંગ્રેજોનો એક હડહડતો દુશ્મન નાશ પામ્યો અને દક્ષિણ દ્વીપકલ્પનો દરીઆ કાંઠો તેમની સત્તા હેઠળ આવતાં ફ્રેન્ચની બીક ઘણે અંશે દૂર થઈ. હવે ગવર્નર જનરલનો પ્રત્યક્ષ હેતુ એ હતો કે સહાયકારી સંધિથી હિંદુસ્તાનનાં બાકીનાં સઘળાં દેશી રાજ્યો ઉપર અંગ્રેજોની સર્વોપરી સત્તા બેસાડવી. આ સંધિની મુખ્ય મતલબ એવી હતી કે બ્રિટિશ શહેનશાહતની સલામતીને જોખમમાં નાખે એવું કોઈ પણ પગલું ભરવાનાં, અથવા એવી કોઈ એકસંપી સ્થાપવાનાં, દરેક સાધન દેશી રાજ્યો પાસેથી છીનવી લેવાં, અને દેશમાંની દરેક લોભી તથા જુલમગાર વૃત્તિને દાબમાં રાખી સર્વત્ર શાંતિ પથરાઈ રહે એમ કરવું. પ્રત્યેક રાજ્યના હકોની જાળવણીના નિયમ ઉપર કરેલી સંધિની મારફતે આ ઉપરીપણું બ્રિટિશ સરકારે ચલાવવું એ લૉર્ડ મૉર્નીંગ્ટનનો વિચાર હતો.

આ સહાયકારી સંધિની રાજનીતિ વિશે કંઇક ખુલાસો અગત્યનો

છે, કેમકે અંગ્રેજી રાજ્યના વધતા જતા વિસ્તારમાં એ સંધિએ ઘણો અગત્યનો પાઠ ભજવ્યો હતો. પહેલવહેલાં તો અંગ્રેજોએ પોતાનું લશ્કર કોઈ દેશી રાજાની મદદે મોકલી આર્ય ભૂમિ ઉપર પોતે લડાઈમાં ભાગ લેવા માંડયો. ત્યારબાદ અંગ્રેજોએ પોતાને હિસાબે લડાઈ કરવા માંડી, અને એ સમયે ઘણુંખરૂં કોઈ દેશી રાજ્યનું બીનકેળવાયલું અને અવિશ્વાસુ લશ્કર તેમની ભેગું લડતું. આવાજ ઢંગધડા વગરના મળતીઆઓ ઉપર ભરોંસો ન મુકી શકવાથી અંગ્રેજ સરદારને લડાઈના મેદાન ઉપર ઘણી સાવચેતી રાખવી પડતી. ધીમે ધીમે દેશી રાજ્યોએ અંગ્રેજોને માણસોને બદલે નાણું આપવા ઠર્યું, અને જેટલાં માણસોના ખરચ જોગી ખંડણી મળતી તેટલાં માણસોનું લશ્કર તૈયાર કરવાનું અંગ્રેજો માથે લેતા. અત્યાર અગાઉ દેશી રાજાઓએ મોટી રકમો ગેરવ્યવસ્થિત લશ્કર ઉભાં કરવા સારૂ ખરચી હતી, પણ આ ગોઠવણથી તેઓ થોડે ખરચે વધુ લાભ ભોગવતા થયા. આ ખંડણી અનિયમિત વખતે અપાવાને લીધે આખરે પૂર્વની રીત પ્રમાણે ખંડણીને પેટે જમીન આપવાનો વહીવટ શરૂ થયો. પંજાબ સિવાય હિંદુસ્તાનના બાકીના ભાગમાં આ સમયે ત્રણજ રાજ્યો એવાં હતાં કે જે તેના વિસ્તાર અથવા બળને લીધે અંગ્રેજોને ગભરાવી શકે. આમાંનાં આઉધ અને હૈદરાબાદનાં બે મુસલમાની રાજ્યો લૉર્ડ વેલેસ્લીની સૂચનાનો અનાદર કરવાની સ્થિતિમાં નહોતાં. ટીપુના મરણ બાદ મ્હૈસુરના ભાગ પડતી વખતે હૈદરાબાદના નિઝામને મુલકનો મોટો હિસ્સો મળેલો હોવાથી તેણે સને ૧૮૦૦ માં જાથુકને માટે પોતાના રાજ્યોમાંનો મોટો ભાગ અંગ્રેજોને ખંડણીને પેટે લખી આપ્યો હતો. આઉધમાં એટલી બધી ગેરવ્યવસ્થા ચાલતી હતી કે વઝીર રાજપાટ છોડી દેવા તૈયાર થયો, પણ લૉર્ડ વૅલેસ્લીએ તેની માગણી કબુલ ન કરતાં થોડો પ્રદેશ લઈ ચાલતી અંધાધુંધી દૂર કરવા

યત્ન કર્યો. આ બક્ષિસથી હિંદુસ્તાનના મધ્ય ભાગમાંના ગંગાના કિનારા ઉપરના ઘણા જ દ્રવ્યવાન અને વસ્તીવાળા મુલકો અંગ્રેજોના તાબામાં આવ્યા. એથી તે તરફ અંગ્રેજોની સત્તા દ્રઢ થઈ, તેમની આવક અણધારી વધી ગઈ અને સરહદ ઉપર દરેક ઠેકાણે સિંધીઆ તેમનો પાડોશી થયો.

**૩. મરાઠાઓ (૧૮૦૨-૧૮૦૫)**—ફ્રેન્ચ લોકોએ ઇજીપ્ત ખાલી કરવાથી અને યુરોપમાં અમીન્સ આગળ સલાહ થવાથી વેલેસ્લીનો લડાયક જુસ્સો નરમ પડી ગયો. અત્યાર લગી તો તે પોતાની નીતિ રાજ્યના બચાવ અર્થે હતી એમ કહી શકતો, તથા ફ્રાન્સના કાવાદાવાનું ઉલ્લંઘન કરવા તે હિંદુસ્તાનમાં ઈંગ્લંડનું રાજ્ય વધારતો હતો અને ફ્રેન્ચ સામે બચાવ કરવાના હેતુથી દેશી રાજ્યોની ફોજ તે કમી કરતો હતો એમ તે સમજાવી શકતો. પણ હવે મ્હૈસુર, હૈદરાબાદ, તથા આઉધને ફ્રાન્સ તરફથી કંઈ મળવાનું અશક્ય હતું, અને મરાઠા રાજ્યો સિવાય સઘળાંએ બ્રિટિશ બાંહેધરી સ્વીકારી હતી. મરાઠાઓની ચંચળ વૃત્તિ, ફ્રાન્સ સાથે ભવિષ્યમાં કાવત્રાં રચી શકે એવું તેમનું સ્થાન તથા સિંધીઆની નોકરીમાંના ફ્રેન્ચ લોકોની મોટી સંખ્યા એ સઘળાંથી ગવર્નર જનરલની ખાત્રી થઈ કે મરાઠા દરબારમાં સર્વોપરી સત્તા મેળવવી એ અંગ્રેજો માટે ખાસ અવશ્યનું હતું. મુસલમાની રાજ્યો સાથેની સહાયકારી સંધિ મરાઠા રાજ્યોનાં એકત્રપણા સામે એક અટકાવરૂપ હતી; અને આ સમયે સિંધીઆ, હોલકર તથા નાગપુરના રાજા વચ્ચે ઉપરીપણા માટે ચાલતી તકરારનો લાભ લઈ ગવર્નર જનરલે પુનાના તેમના નામના મુખીને મદદ કરવા ખુશી બતાવી. જો એ ત્રણે સરદારો પેશ્વાને ઉઠાડી મૂકવામાં ફત્તેહ મેળવે તો બીજી વખતે તેઓ અંગ્રેજોને તેવી ફોજે પહોંચાડયા વગર રહે નહિ એવો ભય સ્વાભાવિક હતો.

સહાયકારી સંધિ માટેની અંગ્રેજોની માગણીઓ બાજીરાવ પેશ્વાએ અત્યાર સુધી ઉડાવી હતી; પણ હમણાં તેની અને હોલકર વચ્ચે ઘણો કડવાસ ભર્યો ઝઘડો ઉઠયો હતો. હોલકરના ભાઈને પેશ્વાએ ઘણી ઘાતકી રીતે ફાંસી દેવડાવ્યાથી તે પુના તરફ લશ્કર લઈ જતો હતો. સિંધીઆ પેશ્વાની મદદે આવતાં સખત લડાઈ થઈ જેમાં ઘણી મુશ્કેલીએ હોલકરે જીત મેળવી. પેશ્વાએ એક કિલ્લામાં ભરાઈ બેસી અંગ્રેજોની મદદ મેળવવા જાસુસ મોકલ્યો. થોડાજ વખત પછી તેણે મુંબઈ પાસે વસઈમાં આશરો લીધો અને ત્યાં અંગ્રેજો સાથે અરસપરસના બચાવનું તહનામું કર્યું, જેની રૂએ એવું ઠર્યું હતું કે એક મજબુત સહાયકારી લશ્કર અંગ્રેજોએ પુરૂં પાડવું ને તેનો પગાર પેશ્વાએ આપવો; એ લશ્કર જાથુ પેશ્વાના રાજ્યમાં રહે, અને પરરાજ્યો સાથેના સંબંધમાં ઈંગ્લંડની રાજનીતિ પ્રમાણે મરાઠાઓએ ચાલવું.

આ સંધિથી લૉર્ડ વેલ્લેસ્લીની રાજનીતિનો બીજો મુખ્ય હેતુ પણ પાર પડયો. મરાઠા અને નિઝામ વચ્ચેની સઘળી તકરારોનો નિકાલ અંગ્રેજોએ લાવવાનો હોવાથી નિઝામના રાજ્ય ઉપરનો અંગ્રેજોનો કાબુ દ્રઢ થયો. આ અગત્યની સંધિ અન્વયે કામ કરવામાં કંઈ પણ વખત ખોયા વિના જનરલ આર્થર વેલેસ્લીની સરદારી હેઠળ એક બ્રિટિશ લશ્કર પેશ્વાની સાથે પુને ગયું; અને માંહોમાંહે વઢતા મરાઠા સરદારોને જણાવવામાં આવ્યું કે તેમના રાજ્યનું મુખ્ય સ્થાન બ્રિટિશ રક્ષણ હેઠળ મુકાયું હતું.

લૉર્ડ વેલેસ્લીની રાજનીતિ હવે પરાકાષ્ટાએ પહોંચી. હિંદુસ્તાનનાં ચાર મોટાં રાજ્યોની રાજધાની, મ્હૈસુર, હૈદરાબાદ, લખનોર અને પુનામાં તેનાં સહાયકારી લશ્કરો ગોઠવાઇ ગયાં હતાં; વચ્ચેના અરસપરસના સઘળા ટંટામાં તે લવાદ મુક્કરર થયો હતો, અને બીજી કોઈ

પણ યુરોપી પ્રજા આ ગોઠવણમાં દાખલ કરે તે ઉપર ઘણો સખત અંકુશ મૂકવામાં આવ્યો હતો. આ સ્થંભ ઉપર તે એક દૃઢ, નિયમિત તથા સુધરેલા વહીવટનું બંધારણ ગોઠવતો હતો. પણ વસાઇનું તહનામું મરાઠા સરદારોને ગળે ઉતરે એવું નહોતું. જો પુનામાં એક વખતે અંગ્રેજી લાગવગ થાય તો ધીમે ધીમે તેઓની સ્વતંત્રતા નિર્મૂળ થવાનો તેમને ભય લાગ્યો, અને તેથી તહનામું મંજુર કરવાનું મોકુફ રાખી તેઓની કબુલાત વિના પેશ્વાના તે કરવાના હક બાબત તેઓએ વાંધો ઉઠાવ્યો. બીજા સઘળા સરદારો ઉપર લાગવગ ધરાવનાર વરાડના રાજાને નામે ઓળખાતા નાગપૂરના ભોંસલેએ અંગ્રેજો વિરૂદ્ધ એકસંપી ઉભી કરી; પણ હોલકરે તેમાં દાખલ થવા થવા ના પાડી અને વડોદરાનો ગાયકવાડ તેથી દૂરજ રહ્યો. એમ છતાં સિંધીઆ નાગપૂરના રાજાને મળ્યો અને બન્ને જણા હૈદરાબાદની સીમા લગી' આવી પહોંચ્યા. આ જ વખતે યુરોપમાં ફ્રાન્સ સાથે વળી પાછી લડાઈ જાગવાની વકી હોવાથી, અને ઇંગ્લંડના પ્રધાનમંડળ તરફથી ગવર્નર જનરલને સઘળાં ફ્રેન્ચ સંસ્થાન અમીન્સના કોલકરાર રૂએ ફ્રાન્સને સોંપી દેવાને બદલે પોતાના જ કબજામાં રાખવાની સૂચના મળેલી હોવાથી, લૉર્ડ વેલેસ્લી પાછો જોર ઉપર આવ્યો. આર્થર વેલેસ્લીના કહેવા મુજબ ફ્રેન્ચ લશ્કર મરાઠાની મદદે આવે એ સંભવ ઘણો થોડો હોવા છતાં લૉર્ડ વેલીસ્લીએ પ્રધાન મંડળને જણાવ્યું કે જ્યાં સુધી કૅપ ઑફ ગુડ હોપ તથા મોરીશીઅસ ફ્રાન્સના હાથમાં હોય ત્યાં સુધી ફ્રેન્ચ લોકો હિંદુસ્તાનના કિનારા ઉપર પીડાકારી થશે, અને તેથી એશિયા તથા યુરોપમાં ફરી શરૂ થયેલી દુશ્મનાવટનો લાભ લેવા માટે તેણે એટલી મહેનત તથા તૈયારી કરી કે જેથી હિંદુસ્તાનમાં બ્રિટિશ શહેનશાહતની સ્થાપના પૂર્ણ કરવા તથા સઘળે શાંતિ જાળવવા તે શક્તિવાન થાય. આ

હેતુ બર આણવા માટે વખતો વખત તે જે માર્ગ લેતો તે માટે ગમે તે વિચાર આવે તેમ છતાં રાજકીય ક્ષિતિજના આવા સ્પષ્ટ અને અમર્યાદ નિરિક્ષણુ ઉપરથી બાંધેલી મુરાદ માટે આપણે તેની પ્રશંસા કર્યાથી પરહેજ રહી શક્તા નથી.

આ હેતુ અને વિચારથી ગવર્નર જનરલે જનરલ વેલેસ્લી તથા જનરલ લેક ઉપર કહાડેલા હુકમોની રૂએ જુદી જુદી દિશાએથી આ બેઉ સરદારો સિંધીઆના મુલક તરફ આગળ વધતા હતા. તેમ કરવાની મુખ્ય મતલબ એ હતી કે સિંધીઆનું બળ સદંતર ઓછું કરવું અથવા તો સંધિને અંગે તેની પાસેથી તેના મુલકનો એવો ભાગ લઈ લેવો કે જેથી મધ્ય હિંદુસ્તાનમાંથી તે છુટો પડી જાય, તેનો પશ્ચિમ કિનારા સાથેનો સંબંધ તુટી જાય, અને દિલ્હીમાંથી મોગલ શહેનશાહતના પ્રતિનિધિની પદ્દી ઉપરથી તે ભ્રષ્ટ થાય. સિંધીઆના નિપુણ ફ્રેન્ચ અમલદારોમાંનો એક મૉંશીઅર મીરૉન ૪૦,૦૦૦ માણસોનાં લશ્કર તથા તોપખાના સહિત દિલ્હીમાં પડેલો હતો, અને શાહઆલમને કબજામાં રાખી તેને નામે અમલ ચલાવતો હતો. આ લશ્કર વિખેરી નાખવાનો આશય લૉર્ડ વેલેસ્લીનો હતો. આવા બે કુશળ સરદારોના ઉપરીપણા હેઠળ શરૂ થયેલી લડાઈ સંપૂર્ણ રીતે ફત્તેહમંદ થઈ અને અંગ્રેજોની તેમાં સઘળી મતલબ પાર પડી. સને ૧૮૦૩ના જુલાઈ મહિનામાં જનરલ વેલેસ્લીએ સિંધીઆ અને નાગપૂરના રાજાને નિઝામની સરહદ ઉપરથી લશ્કર ખસેડી લેવા જણાવ્યું; પણ તેઓએ ઉલટું જનરલ વેલેસ્લીને પાછા હઠવાની માગણી કરવાથી, અને તેમ કરવું કોઈ પ્રકારે અંગ્રેજો માટે સલાહ ભરેલું ન હોવાથી રીતસર લડાઇ જાહેર થઇ. મધ્ય હિંદુસ્તાનના જે ભાગમાં નિઝામના રાજ્યની ઉત્તર સરહદ બે મરાઠા સરદારોના મુલકને લગતી હતી તે લડાઈનું મધ્ય સ્થળ હતું. પહેલી ઝપાઝપી અસાઈ આગળ થઈ તેમાં

સિંધીઆનું લશ્કર ઘણી બહાદુરીથી તથા ઝનુનથી લડયું; ડીબૉઇને પણ અંગ્રેજો સામે મજબુત ટકાવ કરી તોપના મારાથી તેમના પાયદળનો સખત ઘાણ કહાડયો અને આખરે લડતાં માર્યો ગયો; પણ વેલેસ્લીની ફતેહ નિશ્ચયપૂર્વક હતી. વરાડમાં આગળ ધસી તેણે નાગપૂરના રાજાને આરગામ આગળ સખત શીકસ્ત આપી; ત્યાર પછી ગ્વાલીઅરનો કિલ્લો સર કર્યો, અને વર્ષ પુરૂં થાય તે અગાઉ અંગ્રેજ સરદારે ઉતરાવેલી શરત મુજબ મરાઠાઓને સલાહ કરવાની ફરજ પડી.

વાયવ્ય દિશા તરફ જનરલ લેકની જીત પણ એટલી જ અગત્યની હતી. હુમલો કરી તેણે અલીગઢ લીધું, દિલ્હી આગળ સિંધીઆના લશ્કરને વિખેરી નાખ્યું અને શહેરમાં દાખલ થઈ બાદશાહને પોતાના તાબામાં લીધો; આગ્રાને ઘેરો ઘાલી તે સર કર્યું, અને આખરે લાસ્વારી આગળ સિંધીઆનાં કવાયતી લશ્કરને ઝનુની બચાવ પછી નાશ કર્યું. આ જીતના પરિણામમાં જે લશ્કર ઉપર સિંધીઆનો આધાર હતો તેના કકડેકકડા થઈ ગયા, મોગલ દરબાર સાથેનો તેનો સંબંધ છુટી ગયો, અને પુનામાં તેનો જે લાગવગ હતો તે અદ્રશ્ય થયો. પોતાના બધા મુલક ખોવાના ભયથી સિંધીઆ તથા નાગપૂરના રાજાએ અંગ્રેજોએ ફરમાવ્યા મુજબની શરતો કબૂલ કરી, વસઇના તહનામાને બહાલી આપી, અને અરસપરસ મદદ કરવા માટે સલાહ કરી મોટા પ્રદેશો અંગ્રેજોને સોંપ્યા. સિંધીઆએ જમના નદીના બેઉ કાંઠા ઉપરનો સઘળો મુલક તથા પશ્ચિમ કિનારા ઉપરનાં બંદરો તેમજ જીતી લીધેલો પ્રદેશ અને દિલ્હી અંગ્રેજોને આપી દીધાં, મોગલ શહેનશાહને તેઓને સ્વાધીન કર્યો, ફ્રેન્ચ અમલદારોને પોતાની નોકરીમાંથી કહાડી મુક્યા અને પોતાને ખરચે ઉભું કરી નીભાવવાનું સહાયકારી લશ્કર રાખવા કબૂલ કર્યું. નાગપૂરના રાજાએ નિઝામને વરાડ તથા બંગાળાના અખાત ઉપરનો કટકનો પ્રાંત અંગ્રેજોને આપ્યો.

અત્યાર લગી દૂર રહેલા જસવંતરાવ હોલકરે પોતાના હરીફ સિંધીઆની હારનો લાભ લેવા હીલચાલ કરવાથી લૉર્ડ લેકે તેને પોતાના મુલકમાં પાછા ફરવા ફરમાવ્યું, પણ તે અરજ માન્ય ન થવાથી અંગ્રેજ લશ્કરે તેના ઉપર હલ્લો કર્યો. હોલકર હજી પણ લડવા કરતાં ઘોડેસ્વારની મદદથી લૂંટ ચલાવવાનું વધારે પસંદ કરતો હોવાથી તેણે પાછા હઠવાનો ઢોંગ કરી કરનલ મૉન્સનને તેની પાછળ આવવા લલચાવ્યો, અને પાછળથી અચાનક તેના ઉપર હુમલો કરી તેના આખા લશ્કરનો નાશ કર્યો. દીગ આગળ તે અંગ્રેજો સામા લડયો, અને તેના મળતીઆ, ભરતપૂરના રાજાએ ભરતપૂરનો ઘેરો ઉઠાવવાની અંગ્રેજોને ફરજ પાડી. લૉર્ડ લેકે હોલકરની પુંઠ એવી ઝડપથી પકડી કે તેને પંજાબમાં ભરાઈ જવાની જરૂર પડી. આખરે બીજા મરાઠા સરદારોએ સ્વીકારેલી શરતે તેણે પણ અંગ્રેજો સાથે સલાહ કરી.

**૪. લૉર્ડ વેલેસ્લીની રાજનીતિનું અવલોકન**—આ સઘળી લડાઇઓને પરિણામે આખા દેશમાં રાજકીય તથા લશ્કરી બાબતમાં અંગ્રેજોનું ઉપરીપણું એવી સચોટ રીતે સ્થપાયું કે ભવિષ્યમાં તેમાં વિક્ષેપ પડવાનો સંભવ રહ્યો નહિ. છેલ્લાં વીસ વર્ષમાં હિંદી રાજાઓએ યુરોપીઅન પદ્ધતિનું અનુકરણ કરી જે કવાયતી લશ્કરો ઉભાં કર્યાં હતાં તેમાંનાં બાકી રહેલાંને વેલેસ્લી તથા લેકે છિન્નભિન્ન કરી નાખ્યાં હતાં, અને આગેવાન મુસલમાની તથા મરાઠા રાજ્યોમાં લૉર્ડ વેલેસ્લીની સહાયકારી સંધિની રૂએ તૈયાર થયલી ફોજ ગોઠવાઇ ગઈ હતી. કલકત્તા સરકારની રજા સિવાય પરદેશી અમલદારો રાખવાનો પ્રતિબંધ થયો; અને સંધિઓની અસર એ થઇ કે દેશી રાજ્યો વચ્ચેની તકરારો અંગ્રેજ લવાદ ઉપર સોંપાયાથી માંહોમાંહેની દુશ્મનાવટ અટકી પડી, બ્રિટિશ હિતને નુકસાન પહોંચે તેવી એકસંપી

થવાનો સંભવ નિર્મૂળ થયો, તથા એ રાજ્યો અને કોઇ પરદેશી સત્તા વચ્ચેના વ્યવહારના સઘળા રસ્તા બંધ થયા.

અત્યાર લગી મરાઠા સરદારોના મધ્ય હિંદુસ્તાનમાં આવેલા જુદે જુદે વખતે જુદા જુદા માલીકોના હાથમાંથી કકડે કકડે ઝુંટવી લીધેલા પ્રદેશો નિઝામ, પેશ્વા તથા રજપુત રાજાના મુલકો એવા ભળાઇ ગયલા હતા કે ઉપજ વગેરે બાબતમાં તેઓ વચ્ચે તકરાર ઉત્પન્ન થવાની દરેક વકી હતી. લોર્ડ વેલેસ્લીની રાજનીતિ હિંદુસ્તાનના આ ભાગમાં રાજકીય નકશો એવી રીતે ગોઠવવાની હતી કે જેથી દરેક મરાઠા સરદારની સીમા એક બીજાથી અલગ થઇ જાય. તેની બીજી મતલબ એ હતી કે દરેક બે મરાઠા સરદારોના મુલકની વચ્ચે કોઇ મુસલમાની અગર બીજા હિંદુ રાજ્યને ગોઠવી તેઓની એકસંપી તોડવી, અને ઉત્તર હિંદુસ્તાનમાં મરાઠા તથા બ્રિટિશ હદ વચ્ચે કોઇ સ્વતંત્ર રાજ્ય રાખવું. દક્ષિણ હિંદનો નકશો પણ એવી રીતે ગોઠવવા તે ઇચ્છતો હતો કે જેથી મદ્રાસનાં અગત્યનાં સંસ્થાનો બંગાળા સાથે જોડાઈ જાય. આ કામ બાર વર્ષ પછી લૉર્ડ હેસ્ટીંગ્સે ઘણું આગળ ચલાવ્યું ને તેની પૂર્ણાહુતિ ડેલહાઉસીને હાથે થઈ. આગ્રા અને દિલ્હીના બાદશાહી શહેરો તથા તેને લગતો જમના નદીના બન્ને કાંઠા ઉપરનો મુલક કબજે કરી, તથા જમના અને ગંગાની વચમાંનો સઘળો પ્રદેશ અંગ્રેજી રાજ્ય સાથે જોડી દઇ લૉર્ડ વેલેસ્લીએ બ્રિટિશ સંસ્થાનની હદ બંગાળાથી વાયવ્ય ખુણામાં હિમાલય પર્વત સુધી લંબાવી, અને કટકનો પ્રાંત હસ્તગત કરી તેણે બંગાળા અને મદ્રાસ ઇલાકા જોડી દીધા. આ પ્રમાણે અંગ્રેજી રાજ્ય હિમાલયથી પૂર્વમાં બંગાળા, દક્ષિણમાં મદ્રાસ અને પશ્ચિમમાં મુંબઇ સુધી લંબાયું.

લૉર્ડ વેલેસ્લીએ પોતાની મજબુત પણ સ્પષ્ટ રાજનીતિને પરિ-

ણામે મોટા પ્રદેશો મેળવ્યાથી અંગ્રેજ રાજ્યના ત્રણ ઇલાકા આ વખતથી પડયા. સને ૧૭૯૨ લગી મદ્રાસનો ગવર્નર કિનારા ઉપરના થોડાએક પ્રાંતનો વહીવટ ચલાવતો પણ સને ૧૭૯૯ થી ૧૮૦૪ લગીમાં મ્હૈસુરના ભાગલાથી, તાંજોર અંગ્રેજોએ પચાવી પડવાથી, હૈદરાબાદના મુલકમાંથી કેટલોક પ્રદેશ તેમને બક્ષિસ મળવાથી તથા કરનાટકનો આખો પ્રાંત કંપનીને તાબે થવાથી મદ્રાસના વહીવટ હેઠળ મોટો મુલક આવ્યો. પશ્ચિમ તરફ મુંબઈ ઇલાકો જે અત્યાર લગી કિનારા ઉપરના કેટલાક જિલ્લાનો બનેલો હતો તેમાં ગુજરાતના ફળદ્રુપ પ્રાંતોનો ઉમેરો થયો, અને પુના તથા વડોદરાનાં મરાઠા રાજ્યોમાં ત્યાંની સરકારનો લાગવગ ઘણો વધી ગયો. ઉત્તર હિંદમાંથી મરાઠાની સત્તા જતી રહી હતી, અને નાના જાગીરદારોનો બનેલો બુંદેલખંડનો પ્રાંત અંગ્રેજોના હાથમાં આવ્યો હતો. ઉપર કહ્યા મુજબ બંગાળા ઇલાકો બંગાળાના અખાતથી હિમાલય સુધી લંબાયો હતો. ટુંકમાં આ સમયે પંજાબ, સિંધુ નદી ઉપરનો મુલક અને નેપાળ તથા ભુતાન માત્ર અંગ્રેજ લાગવગથી દૂર હતાં.

## પ્રકરણ ૧૪ મું.

## શાંતિનો સમય.

**૧. હિંદુસ્તાનમાં પ્રત્યાઘાત**—લૉર્ડ વેલેસ્લીના સઘળા વિચારો તથા કૃત્યો હિંદુસ્તાનમાં એક મોટી શહેનશાહત ઉભી કરવા તરફજ પ્રેરાયા હતા, અને તે હેતુ ફળીભુત કરવા માટે શરૂઆતની સઘળી ગોઠવણ કરવામાં તે ફતેહમંદ થયો હતો. પણ તેણે મેળવેલી

અનેક જીત તથા એના અમલ દરમિયાન રાજ્યમાં થયેલા વિશાળ ઉમેરાથી ડાયરેક્ટરો ગભરાઈ ઉઠયા, અને કરજ તથા રાજ્યના વધારા સામે તેઓએ સખત વાંધો ઉઠાવ્યો. એ લોકોની વિરૂદ્ધતા ગવર્નર જનરલે પહેલાં તો તરછોડી કહાડી, પણ જ્યારે તેને માલમ પડયું કે પ્રધાન-મંડળ તથા બ્રિટિશ પ્રજા પણ તેનાં આ કાર્યોથી ખળભળી ઉઠયાં હતાં, ત્યારે એના અમલના પાછલા ભાગમાં એ કંઇક નરમ પડયો.

સને ૧૮૦૫ માં લૉર્ડ કૉર્નવૉલીસ ફરીથી ગવર્નર જનરલ થવાથી સઘળી રાજનીતિ ઉલટાઈ ગઈ. આ વખતે તે ઘણોજ ટુંકો વખત અમલ ઉપર રહ્યો છતાં પોતાના શાંત વિચારોને લીધે હિંદુસ્તાનમાં અંગ્રેજી કારભારને જે અસાધારણ ગતિ હમણાં મળી હતી તે તે અટકાવી શક્યો. તેનો એવો મત હતો કે સહાયકારી સંધિએ અંગ્રેજોને મહાન જોખમદારીની જાળમાં ઘેરી લીધા હતા, અને અંગ્રેજી સરહદ ઉપરની નાની જાગીરોને મોટાં લુંટારૂ રાજ્યોના હાથમાં જતી અટકાવવા કરતાં તેની અંદરનાં સંસ્થાનનું રક્ષણ કરવાનું તેમને માટે વધારે ઉચિત હતું. હિંદુસ્તાનમાં આવ્યા પછી ત્રણ માસમાં તેનું મરણ નિપજવાથી આ ફેરફાર સૂચવ્યા સિવાય બીજું તે કંઈ કરી શકયો નહિ; પણ લૉર્ડ વેલેસ્લીના ખરચાળુ અત્યુત્તમ કાર્યભારની સામા ઈંગ્લંડમાં જે પ્રત્યાઘાત થયો હતો તેનું સૂચન કરાવનારા એ વિચારો હોવાથી બીજાં દશ વર્ષ લગી તે જ પ્રમાણે વહીવટ ચાલ્યો. નવા ગવર્નર જનરલ સર જર્યોજ બારલો તરતજ દેશી રાજ્યો સાથે કરેલી સંધિની શરતો અન્વયે કરવાના કામ ઉપરાંત તેમની સાથે કાંઈ પણ વધારે સંબંધ રાખવાથી પરહેજ રહ્યો. સિંધિઆ સાથે સહાયકારી સંધિની જે ગોઠવણ લૉર્ડ વેલેસ્લીએ કરી હતી તે તેણે છોડી દીધી, અંગ્રેજોના મુલકની સરહદની નજદીકનાં નાનાં સંસ્થાનોનું રક્ષણ કરવાનું મોકુફ રાખ્યું અને હિંદુસ્તાનની સામાન્ય

ખટપટ તથા તકરારોમાંથી અલગ થઈ પોતાની મિલકત સંભાળવા તથા સુધારવાનો વિચાર પ્રદર્શિત કર્યો. આ પ્રમાણે કામ કરવું એ લૉર્ડ વેલેસ્લીનાં સઘળાં કૃત્યોની અસર નિર્મૂળ કરવા બરોબર હતું; પરંતુ સ્થિતિજ એવી આવી હતી કે અંગ્રેજોને માટે હવે લૉર્ડ વેલેસ્લીની રાજનીતિમાંથી પાછા હઠવું એ બનવા જોગજ નહોતું. પોતાના ગમે તેવા વિચારો છતાં ગવર્નર જનરલને સંધિની શરતો પ્રમાણે ચાલવાની જરૂર પડી, અને હૈદરાબાદના રાજકીય ખટપટમાં બ્રિટિશ હિતને માટે તેને ઝીંપલાવું પડયું.

**૨. પરદેશી હુમલાના ગપાટા**—દરીઆ માર્ગે હિંદુસ્તાન આવવાનો રસ્તો ફ્રેન્ચ લોકો સામા અસરકારક રીતે બંધ થયો હતો, અને જે દેશીરાજ્યો સાથે તેઓ કાવત્રાં કરી શકે તેમને ભારે શરતોથી બાંધી લેવામાં આવ્યાં હતા, છતાં તોફાની રાજકીય ક્ષિતિજના બીજાજ ભાગમાં ભયની નિશાનીઓ હવે જણાવા લાગી.

ઈરાનના રાજાને રૂશિયા સાથે સને ૧૮૦૪–૫ માં થયેલી લડાઈમાં ભારે નુકસાન થવાથી નેપોલીઅનની પાસે તેણે મદદ માટે માગણી કરી, અને તેવી જ અરજ કલકત્તે કરી. હિંદુસ્તાનમાં કાપાકુપની રાજનીતિ પ્રચલિત હોવાથી ત્યાંથી તેને કંઈ પણ ઉત્તેજન મળ્યું નહીં, પણ ફ્રાન્સ અને રૂશિઆ વચ્ચે ઝનુની લડાઈ ચાલતી હોવાથી ઈરાનના રાજાની માગણી ફ્રાન્સે તરતજ સ્વીકારી, અને એક ફ્રેન્ચ અમલદારને સંધિની ગોઠવણ કરવા તહેરાન રવાના કર્યો. તેને એવી સૂચના આપવામાં આવી હતી કે તેણે ફ્રાન્સ, તુર્કસ્તાન અને ઈરાન વચ્ચે હિંદુસ્તાન ઉપર ચઢાઈ કરવાનો રસ્તો ખુલ્લો કરવાની મતલબે એકસંપી કરવા તજવીજ કરવી, તેમજ હિંદુસ્તાનમાંથી મરાઠાઓ તેમને કેટલે અંશે મદદ કરી શકશે તેની ખાત્રી કરવી. સને ૧૮૦૭ માં નેપોલીઅને ફ્રીડલેંડની લડાઇમાં મેળવેલી

જીતનો લાભ લઈ રૂશિઅન બાદશાહને ફ્રાન્સનો મળતીઓ બનાવ્યો, અને પહેલા એલેકઝાન્ડર રાજા સાથે મળી હિંદુસ્તાનમાંના અંગ્રેજોની સામા એક બળવાન સંતલસ ઉભી કરી. એશિયામાં રૂશિઆ કેટલાંક વર્ષ થયાં પૂર્વ તરફ ધીમે ધીમે આગળ વધતું હતું, તેથી ફ્રાન્સ સાથેના જોડાણથી હિંદુસ્તાનમાં સ્વાભાવિક રીતે ભય પેઠો. જે દિવસે ફ્રાન્સ અને રૂશિઆના બાદશાહો ટીલસીટ આગળ અંગત દોસ્તીની ગાંઠથી જોડાયા તે દિવસથી નેપોલીઅને તુર્કસ્તાન અને ઈરાનને માર્ગે હિંદુસ્તાન ઉપર સ્વારી કરવા તથા ત્યાંનું અંગ્રેજોનું રાજ્ય ઉથલાવી તેમના વેપારી ઉત્કર્ષને જડમૂળથી ઉખેડી કહાડવા માટે એલેકઝાન્ડરને હમેશાં આગ્રહ કરવા માંડયો. સને ૧૮૦૭ માં યુરોપખંડમાં ફ્રાન્સ શ્રેષ્ઠતાની શીખરે પહોંચ્યું હતું. વારાફરતી જે લશ્કર નેપોલીઅનની સામા યુદ્ધમાં ઉતર્યું હતું તે દરેકનો એણે પરાજય કર્યો હતો, એની સામા થયેલી દરેક એકસંપી તોડી નાખી હતી અને સઘળાં આગેવાન રાજ્યોને અંગ્રેજોના વેપારને પોતાનાં બંદરેથી દૂર કરવા ફરજ પાડી હતી. જ્યારે ઇંગ્લંડ ઉપર હલ્લો કરવાની તેની આવી આડકત્રી રીતો નિષ્ફળ ઉતરી ત્યારે નેપોલીઅને હિંદુસ્તાન તરફ નજર દોડાવી. ફ્રાન્સના કિનારાથી વીસ માઇલ દૂર આવેલા ટાપુને છોડી દઈ તેનાં હજારો માઇલ દૂર આવેલાં સંસ્થાન ઉપર હુમલો કરવાનું તેને સુઝયું એજ ઇંગ્લંડનું નૌકા પ્રબળ દાખવે છે. પણ નેપોલીઅનની દરખાસ્તને રૂશિઆ તરફથી ઘણો નજીવો ટેકો મળ્યો. ઘણો દૂર પૂર્વ તરફ જોખમ ખેડવા તથા જ્યારે તેની પશ્ચિમ સરહદ ઉપર બળવાન નેપોલીઅનનું લશ્કર ભમતું હતું, ત્યારે તેજ નેપોલીઅનના લાભ અર્થે તથા તેની જ સલાહ ઉપરથી મધ્ય એશિયામાં મોટી ફોજ રોકી રાખવા રૂશિઆ કોઈ પણ રીતે આતુર નહોતું. જોઇન્ટ સ્ટૉક સાહસના શરૂઆતના બ્યાજ તરીકે તુર્કસ્તાનના ભાગલા પાડવાનો ઈરાદો રૂશિ-

અનોએ બતાવ્યો તે નેપોલીઅનને રૂચ્યો નહિ. તેને ધાસ્તી લાગી કે જો કોન્સ્ટેન્ટીનોપલ રૂશિઆના હાથમાં જાય તો ઈંગ્લંડ, ઈજીપ્ત સર કરી તેનું વેર વાળશે. એમ છતાં ફ્રેન્ચ આડતીઆને તહેરાન મોકલવામાં આવ્યા અને તેમની હીલચાલથી હિંદી અંગ્રેજો ગભરાઈ ગયા.

**૩. પરમુલક સાથેનો સંબંધ**—નેપોલીઅનની આ સઘળી હીલચાલ તથા યોજના ઈંગ્લંડનાં પ્રધાનમંડળની જાણ બહાર નહોતી. કાળા સમુદ્ર તથા કાસ્પીઅન સમુદ્ર તરફથી આવતી ચહડાઈ અટકાવવા લૉર્ડ મિન્ટોએ હિંદી વાયવ્ય સરહદ ઉપર તથા તેની પેલી બાજુ આવેલા લાહોરના રણજીતસિંહ, અફગાનીસ્તાનના અમીર, સિંધ અને ઈરાનના શાહ એ સઘળાના દરબારમાં એલચીઓ મોકલ્યા. ફ્રાન્સ અને રૂશિઆના જોડાણથી ગભરાઈ ઉઠેલા શાહે પ્રસંગ આવતાં અંગ્રેજોની મદદ લેવા કબૂલ કર્યું. આ બાબત તહ કરવા માઉન્ટ સ્ટુઅર્ટ એલફીન્સ્ટન પેશાવર ગયો ત્યારે આખા અફગાનીસ્તાનમાં બંડ ઉઠેલું હોવાથી તથા શાહસુજાને ત્યાંથી નહાસી જવા ફરજ પડવાથી તે કાંઈ પણ કરી શક્યો નહિ.

આ સઘળી યોજનાઓ થોડાજ વખતમાં પડતી મેલાઈ. સને ૧૮૦૮ માં સ્પેનમાં બળવો ઉઠવાથી અને ફ્રાન્સ તથા રૂશિઆ વચ્ચેનો સંબંધ ધીરે ધીરે ઘટતો જતો હોવાથી નેપોલીઅન યુરોપમાં એટલો બધો ગુંચવાયો કે તેણે હિંદુસ્તાન આવવાની સઘળી ગોઠવણ છોડી દીધી, અને વિગ્રહને અંતે થયેલી તેની સખત હાર પછી હુમલાની સઘળી ધાસ્તી જતી રહી. પરિણામે અંગ્રેજો આ દેશના નિર્વિવાદ માલેક થયા.

**૪. દેશના વહીવટની વ્યવસ્થા**—યુરોપમાં સને ૧૮૧૫ થી શરૂ થયેલા શાંતિના સમયે કેપ ઑફ ગુડ હોપ, સિલોન, જાવા અને મોરીશીઅસ ઈંગ્લંડના કબજામાં આવ્યાં હતાં; હિંદુસ્તાનમાં

કોઈ પણ રાજ્ય એવું નહોતું કે જે અંગ્રેજોની સામે ટક્કર ઝીલી શકે. વડોદરા, પુના, હૈદરાબાદ, મ્હૈસુર, ત્રાવણકોર, આઉંધ અને તેને લગતાં સઘળાં નાનાં નાનાં રાજ્યો અંગ્રેજોના રક્ષણ હેઠળ આવ્યાં હતાં. માત્ર મરાઠા એકસંપીમાંનાં સિંધીઆ, હોલકર અને ભોંસલેનાં રાજ્યોએ હજી સત્તાવાર રીતે અંગ્રેજોનું ઉપરીપણું સ્વીકાર્યું નહોતું.

આજ અરસામાં દેશનો નિયમિત વહીવટ શરૂ થયો. જમાબંધી તથા પોલીસ ખાતાં રચાયાં, લૂંટફાટ દાબી દેવા સતત પ્રયત્ન થયો, અને ન્યાયાધીશીઓનાં બંધારણ નક્કી થયાં. આવી નાની શરૂઆતથી અંગ્રેજી રાજ્યવ્યવસ્થા આગળ વધી. ઓગણીસમી સદીના આરંભનાં થોડાં વર્ષ ચાલુ લડાઈઓ થઈ, મોટા મુલકો રાજ્યોમાં ઉમેરાયા, છતાં ત્યારપછી દેશમાં અખંડ શાંતિ પથરાઇ, પરદેશી સ્વારીની ધાસ્તી જતી રહી અને સને ૧૮૫૭ના બળવાના વખત સિવાય કોઈ પણ વખત દેશમાં ખળભળાટ થયો નહિ.

# પ્રકરણ ૧૫ મું.

## લૉર્ડ હેસ્ટીંગ્સ (ઇ. સ. ૧૮૧૩—૧૮૨૩)

**૧. મધ્ય હિંદુસ્તાનની સ્થિતિ**—લૉર્ડ વેલેસ્લીના અમલને અંતે પ્રધાનમંડળના આગ્રહથી બ્રિટિશ સરકારે પોતાનો વહીવટ અંગ્રેજી હદમાંજ સંકોચવા, તથા તેની બહારના ટંટા રીસાદની બાબતમાં એક શાંત પ્રેક્ષકનો પાઠ ભજવવા નિશ્ચય કર્યો હતો તે આપણે ઉપર જોઈ ગયા છીએ. સ્વહિતની નજરે જોતાં આ રાજનીતિ સાદી અને ડહાપણભરેલી લાગે તોપણ અત્યારલગી જ્યારે

જ્યારે તે ગૃહણ કરવામાં આવી છે, ત્યારે ત્યારે વ્યવસ્થિત રાજ્યની હદ લંબાવવાની ઉત્કંઠાને થોડો વખત દાબમાં રાખ્યા સિવાય તે બીજી રીતે કારગત થઈ નથી. એ ક્ષણિક અટકાવ જતો રહેતાં પ્રત્યાઘાત એવો તો જોરમાં થતો આપણે અનુભવ્યો છે કે વિશ્રામ માત્ર અગાડી કુદકો મારવાની તૈયારી કરવા માટે હોય એમ સ્વાભાવિક લાગે છે.

પરદેશી ખટપટથી અલગ રહેવાની રાજનીતિના બચાવમાં એમ કહેવામાં આવ્યું હતું કે વખતના વ્હેવા સાથે પ્રચલિત અવ્યવસ્થા દૂર થઈ સઘળે શાંતિ પથરાશે, પણ તરતજ જણાવા લાગ્યું કે મોટી વસ્તીવાળા દેશના અમુક ભાગમાં મરકી જેવા રોગને અટકાવી રાખવા યત્ન કરવો એ મધ્ય હિંદુસ્તાનમાં રાજકીય અંધેર ચાલવા દેવા કરતાં વધારે અવિચારી હોય નહિ. મરાઠા સરદારોના મુખીપણાના હકોનો નાશ થતાં તેઓ અસંતોષી અને દુરાગ્રહી થયા હતા, અને બ્રિટિશ સરકાર પ્રત્યે સારી લાગણી ધરાવતા નહોતા. તેઓની આસપાસ સઘળે સખત બંદોબસ્ત હોવાથી લૂંટફાટ કરવાના તથા ખંડણી ઉઘરાવવાના તેઓના જાતિધંધામાં અડચણ આવી અને તેથી જે ભાગ અંગ્રેજોની બાંહેધરી હેઠળ ગયો નહોતો ત્યાં પોતાનાં પરાક્રમ લંબાવી અસહ્ય દુઃખ અને ગોટાળો વધારી મુક્યાં; આ પીડાકારી સ્થિતિમાં અંગ્રેજો તથા તેઓના મળતીઆઓએ કહાડી નાંખેલા લશ્કરનાં કામધંધા વિનાનાં માણસોએ ઉમેરો કર્યો. અસંખ્ય લૂંટફાટ કરનારાં ટોળાંઓ જ્યાં લગી આખા હિંદુસ્તાન ઉપર ફરી વળતાં ત્યાં લગી તો તે ક્ષણિક તથા પ્રસંગોપાત પીડા તરીકે લેખાતાં, પણ જ્યારે તેને દેશના થોડા જ ભાગમાં ઘેરી લેવામાં આવ્યાં ત્યારે સ્થિતિ ઘણી જ બારીક થઈ, અને તેટલા ભાગમાં ચોરી, લૂંટ તથા ધાડ હરરોજના બનાવો થયા.

આ સિવાય સહાયકારી સંધિની બીજી પણ અસરો જણાવા

લાગી. આવી સંધિ જે રાજ્યોએ કરી તેની લશ્કરી સત્તા બ્રિટિશ હાથમાં જવાથી પરિણામ એ આવ્યું કે યોગ્ય રાજ્યવ્યવસ્થાની જોખમદારીના અભાવે અને બહારના હુમલા તથા અંદરના બંડ સમયે રક્ષણ મળવાની ખાત્રીને લીધે તેઓ નબળાં પડી ગયાં. આ પ્રમાણે અંગ્રેજોને માથે દેશી રાજ્યોનો પરદેશી હુમલા સામે બચાવ કરવાની ફરજની પુઠે અંદરની ગેરવ્યવસ્થા દૂર કરવાની જોખમદારી આવી, અને તેથી રાજનીતિમાં ગમે તેવો ફેરફાર થયો છતાં ડગલે ડગલે બ્રિટિશ રાજ્ય આગળ વધતું જ ચાલ્યું.

ઉપરના સંજોગોમાં મધ્ય હિંદુસ્તાનનાં લુંટારૂ ટોળાં આબાદ થતાં તેમની સંખ્યા દિનપ્રતિદિન વધતી ગઈ. સને ૧૮૧૪ માં અમીરખાનની સરદારી હેઠળ ૩૦,૦૦૦ માણસો તોપ સહિત રજપુતાનામાં પોતાનો નિર્વાહ ચલાવતાં. કંઈ પણ જોખમદારી વગર સ્થાપિત સત્તાને અભાવે આટલું મોટું અને મજબુત લશ્કર છુટથી મધ્ય હિંદમાં ભમે એ ચાલતા ગેરબંદોબસ્તનો અચૂક પુરાવો હતો. એમ છતાં અમીરખાનની ફોજ દાબ રહિત નહોતી; કેટલેક અંશે નિયમિત લડાઈમાં રોકાયલું હોય તે પ્રમાણે તે ફરતું, કેમકે તેના સરદારનો હેતુ પોતા માટે એક રાજ્ય કાપી કહાડવાનો હતો. ખરાં પીંઢારા ટોળાંની સામાન્ય લૂંટ સિવાય બીજી કંઈ મતલબ હતી નહિ; તેઓ ઘોડેસ્વાર ધાડપાડુઓ હોવાથી ઓછામાં ઓછા ૧૦,૦૦૦ ની સંખ્યામાં તેમના સરદાર ચીન્તુના હુકમ અન્વય ફળદ્રુપ પ્રદેશો ઉપર ઉતરી પડતા, અને પોતાનું પોષણ કરતા; બ્રિટિશના તાબા અથવા રક્ષણ હેઠળના પ્રાંતમાં તેઓ હમેશ ભય ઉપજાવતા. પુના, નાગપૂર તથા ગ્વાલીઅરના સ્વતંત્ર મરાઠા સરદારો સાથે આ લુંટારાઓ ખાનગી સંતલસ કરતા એ વિશે કંઈ પણ શક નહોતો. કારણ કે બ્રિટિશ તથા નિઝામના મુલકને તેઓ સતાવતા અને મરાઠા-

ઓને છોડી દેતા તેથી, તેમજ કોઈ વખતે અંગ્રેજો સામે માથું ઉંચકવાનો પ્રસંગ આવે તો એ જ પીંઢારાઓ મરાઠાઓને ઘણા ઉપયોગી થઈ પડનાર હોવાથી, તેઓને દાબી દેવા માટે મરાઠા અંગ્રેજો સાથે જોડાય એ અસંભવિત હતું.

**૨. નેપાલ વિગ્રહ (૧૮૧૪-૧૮૧૬)**—સને ૧૮૧૪ માં અંગ્રેજોને નેપાલ સાથે લડાઈ જાગતાં તેમની મુશ્કેલીનો લાભ લેવા મરાઠા લલચાયા. સને ૧૭૬૮ના અરસામાં એક ગુરખા સરદારે બંગાળા ઉપર દ્રષ્ટિ ફેંકતા હિમાલયના દક્ષિણ ઢોળાવ પરના પહાડી મુલકને કબજે કર્યો હતો. તેના વંશજોએ આઉધ, રોહીલખંડ અને ગંગા તથા જમના નદીના કાંઠાના પ્રદેશોની ઉપરનો પંજાબની સરહદ લગીનો મુલક તાબે કર્યો. આવી રીતે સ્થાપન થયેલું રાજ્ય અનેક લશ્કરી સરદારોના હાથમાં હતું. યુરોપીઅન પદ્ધતિ ઉપર તેમના લશ્કરને કવાયત મળેલી હોવાથી તેઓ નાનાં નાનાં રાજ્યો હોઇઆં કરી ગયા, અને અંગ્રેજી હદ ઉપર ભમવા લાગ્યા. નેપાલના અમલદારોએ બહાદુરીથી અંગ્રેજી પ્રજાની જાગીરો પચાવવા માંડી, અને આખરે સને ૧૮૧૪માં બે મોટા પ્રાંતો કબજે કર્યા. આ ઉપરથી લૉર્ડ હેસ્ટીંગ્સે તેમને એ પ્રાંતો એકદમ ખાલી કરવા જણાવ્યું, પણ જવાબમાં ગુરખા લશ્કરે સરહદનાં થાણાં ઉપર હુમલો કરી ત્યાં રાખેલી પોલીસને કાપી નાખી, અને અંગ્રેજો પહાડમાં દાખલ થઈ નહિ શકશે. એમ માની તેમની સામા લડાઈ જાહેર કરી. છસો માઇલ લગી લંબાયલી સરહદ ઉપર લડાઈનું સ્થાન હતુ અને પહાડી મુલકમાં દાખલ થવાના સઘળા માર્ગ ગુરખાના હાથમાં હતા. ત્રણ જુદે જુદે ઠેકાણેથી અંગ્રેજોએ હલ્લો કર્યો, અને જોકે જનરલ ગિલેસ્પી એક કિલ્લો લેવામાં નિષ્ફળ જઈ માર્યો ગયો છતાં પશ્ચિમ તરફ અંગ્રેજ લશ્કરે ફતેહમંદીથી ગુરખાઓને મારી હઠાવ્યા ને નેપા-

લની સરકારને સલાહ કરવાની ફરજ પાડી. પરિણામમાં નેપાલ રાજ્યની હાલની પશ્ચિમ સીમાથી વાયવ્ય દિશા તરફ સતલજ નદી સુધીનો લાંબો પ્રદેશ અંગ્રેજોને કબજે આવ્યો.

**૩. પેશ્વા તથા પીંઢારા સાથે લડાઈ. (૧૮૧૬-૧૮૧૮)**—વખતના વહેવા સાથે મધ્ય હિંદનાં ધાડપાડુઓનાં ટોળાં સંખ્યા અને ધૃષ્ટતામાં ઘણાં વધી પડયાં. મરાઠા સરદારો પીંઢારા સાથેનો પોતાનો સંબંધ બહારથી નાકબૂલ કરતા પણ અંદરથી તેમને ઉત્તેજન આપતા હોવાથી મદ્રાસ તથા બંગાળા તરફ પીંઢારાઓ ધસારો કરી પુષ્કળ લૂંટ લઈ જતા. પઠાણ સરદાર અમીરખાને જયપૂરને ઘેરો ઘાલ્યો એટલે ત્યાંના રાજાએ મદદ માટે કલકત્તે માગણી કરી. ઘણી ભાંજગડ પછી જયપૂરના રજપુત રાજ્યને બ્રિટિશ રક્ષણુ હેઠળ લાવવામાં અને નાગપૂરના ભોંસલે સાથે સહાયકારી સંધિ કરવામાં લૉર્ડ હેસ્ટીંગ્સ ફત્તેહ પામ્યો. આથી મરાઠા એકસંપીનો ઘણો અગત્યનો અંગભુત છુટો પડી ગયો. પણ સંપૂર્ણ સ્વતંત્રતાનો નાશ કરનારી સંધિ માટે તેને તરતજ પશ્ચાત્તાપ થયો, અને અંગ્રેજો પ્રત્યે અભાવ ધરાવતી તેના રાજ્યની એક ટોળીના સમજાવવાથી તેણે પુનાના પેશ્વા સાથે ખાનગી પત્રવ્યવહાર શરૂ કર્યો. પાડોશના અથવા ખંડિયાં રાજ્યો સાથેના પેશ્વાના વ્યવહારમાં અંગ્રેજો વચ્ચે પડવાથી તે અસંતોષી અને અત્યંત અધીરો બની લશ્કર અને યુદ્ધની સામગ્રી એકઠી કરવામાં રોકાયો હતો; બીજી તરફથી બ્રિટિશ રેસીડન્ટે સહાયકારી લશ્કર બોલાવ્યું, પણ દુશ્મનાવટ જાહેર થાય તે અગાઉ પેશ્વાને પોતાની ભયાનક સ્થિતિનું ભાન થતાં વધુ સહાયકારી લશ્કરના ખરચ પેટે કેટલોક મુલક અંગ્રેજોને આપી સને ૧૮૧૬ માં તેમની સાથે તેણે સલાહ કરી. આ કૃત્યથી મરાઠા એકસંપીના ઉપરીપણા માટેનો દાવો યથાર્થ રીતે તેણે છોડી દીધો.

હવે લૉર્ડ હેસ્ટીંગ્સે લુટારૂ ટોળાંઓ દાબી દઈ સ્વીકારાયેલી સત્તા હેઠળ મધ્ય હિંદુસ્તાનના એવી રીતે કકડા પાડી નાખવા ઠરાવ કર્યો કે જેથી એ મહાન પ્રદેશનો કોઈ પણ ભાગ ધાડપાડુઓના દોરથી ભવિષ્યમાં હેરાન થાય નહિ. આ ગોઠવણ કરી દેશી રાજ્યોના કબ-જામાંના મુલકમાં સલાહ શાંતિ રહે તે અર્થે બ્રિટિશ શહેનશાહતના લાગવગ તથા ઉપરીપણાનો ઉપયોગ કરવાનું તેણે નક્કી કર્યું. ટુંકાણમાં જે કામ લૉર્ડ કૉર્નવૉલીસે શરૂ કરી લૉર્ડ વેલેસ્લીએ ધમધોકાર આગળ વધાર્યું હતું તેની પૂર્ણાહુતિ કરવાની યોજના લૉર્ડ હેસ્ટીંગ્સે કરી કે જેથી હિંદુસ્તાનનું દરેક દેશી રાજ્ય બ્રિટિશ રક્ષણ અને ઉપરીપણા હેઠળ આવી જાય.

આ કામમાં મરાઠા સરદારો ખરા અંતઃકરણથી તેને મદદ કરે એ આશા નહોતી. પઠાણ સરદાર અમીરખાનને લશ્કર વિખેરી નાખી તેને સોંપેલા પ્રદેશ ઉપર સ્વસ્થ થવા સમજાવી લેવામાં આવ્યો. પણ પીંઢારાઓ સામે મદદ કરવા સિંધીઆએ આનાકાનીથી કબૂલ કર્યું, અને શું થાય છે તે જોવાના પ્રત્યક્ષ હેતુથી લશ્કર મોકલવા ઢીલ કરી. છેલ્લી સંધિની ઝુંસરીથી કંટાળી જઈ પેશ્વાએ પુનામાંના બ્રિટિશ લશ્કર ઉપર હલ્લો કરી ખુલ્લી રીતે દુશ્મનાવટ જાહેર કરી; નાગપૂરના રાજાએ પેશ્વાને મરાઠા એકસંપીના મુખી ગણી બ્રિટિશ રેસીડન્સી સામે પોતાનું લશ્કર રવાના કર્યું. બેઉ પ્રસંગે મરાઠાઓને પાછું હઠવું પડયું; અને હોલકરનું લશ્કર પેશ્વાની મદદે આવતાં મહી-દપૂર આગળ સને ૧૮૧૬ માં હારી જવાથી દેશમાં શાંતિ કરવાની ગવર્નર જનરલની રાજનીતિ સામેની મરાઠા સરદારોની વિરૂદ્ધતાનો અંત આવ્યો. પેશ્વાએ તેની પુંઠે લાગેલી અંગ્રેજ ટુકડી સાથે એક બે વખત ઝપાઝપી કરી પણ આખરે તેનું લશ્કર છિન્નભિન્ન થઈ ગયું, તેના કિલ્લા સર થયા, અને તેને માટે યોગ્ય ગોઠવણ થશે એવી

ખાત્રી મળતાં અંગ્રેજોને શરણે આવ્યો નહિ ત્યાંસુધી બ્રિટીશ લશ્કર તેની પાછળ પડ્યું. મહારાષ્ટ્રના રાજ્યના કોઈ પણ ભાગમાંથી પેશ્વા અને તેના કુટુંબને બાતલ કરવા લૉર્ડ હેસ્ટીંગ્સે ઠરાવ કર્યો તેથી તેના રાજ્યનો મોટો પ્રદેશ બ્રિટિશ સત્તા હેઠળ ગયો. નાગપૂરના રાજાને પણ કેટલાક અગત્યના પ્રાંતો આપી દેવાની ફરજ પડી; પણ શિવાજીના કુટુંબીઓ માટે સતારાનું રાજ્ય ફરી સ્થાપન થયું, અને અને નાના નાના રજપૂત રાજ્યોને બ્રિટિશ બાંહેધરી હેઠળ મૂકવામાં આવ્યાં. આ રાજ્યો પાસેથી મરાઠા સરદારો જે ખંડણી ઉઘરાવતા તે એવી શરતે નક્કી થઇ કે તે સઘળી બ્રિટિશ તીજોરી મારફતે ભરવામાં આવે.

પરિણામમાં પેશ્વાઇ નાશ પામી, અને સિંધીઆ, હોલકર તથા નાગપૂરના ભોંસલેને હિંદુસ્તાનની સમાધાની જાળવવા માટે ચોક્સ રીતે જોખમદાર ગણવામાં આવ્યા. પીંઢારાઓનો જડમૂળથી નાશ થયો, મરાઠા રાજ્યોની હદ મુકર્રર થઈ, તથા ફાંસીઆ અને ધાડ-પાડુઓનું નામનિશાન રહ્યું નહિ. હવેથી જાહેર રાજનીતિનો સામાન્ય નિયમ એ થયો કે પંજાબ અને સિંધ સિવાયનાં હિંદુસ્તાનનાં દરેક રાજ્યનાં પરમુલક સાથેનાં કામકાજ બ્રિટિશ સરકારની દેખરેખ હેઠળ રહે, અને રાજ્યની ગેરવ્યવસ્થા અથવા ગંભીર પ્રકારનું અંધેર અટકાવવા માટે જરૂરનું હોય ત્યાં સુધી રાજ્યના વહીવટ માટે તેમણે બ્રિટિશ સલાહ પ્રમાણે ચાલવું. આ મહત્વની ફરજો બજાવવા માટે દરેક મોટા રાજ્યમાં એક રેસીડન્ટની નિમણુક થઈ.

હિંદુસ્તાનમાં બ્રિટિશ સત્તા કેવા નિયમ ઉપર સ્થાપવામાં આવી તે મધ્ય હિંદુસ્તાનમાં થયલી મહાન રાજકીય ગોઠવણ ઉપરથી જોઈ શકાશે. કોઇ પણ યુરોપીઅન હરીફ અંગ્રેજોની સામા થશે એવી હવે બીલકુલ ધાસ્તી નહોતી. સર્વોપરી સત્તા માટેના દેશી રાજ્યો સાથેના ટંટાનો આખર નિકાલ થયો હતો, અને બ્રિટિશ સત્તા સર્વ બાજુએ

હિંદુસ્તાનની કુદરતી દિશા સુધી લંબાઈ હતી. આ એક ખંડ જેવડા મુલકનો મોટો દ્રવ્યવાન ફળદ્રુપ ભાગ સિધી રીતે અંગ્રેજી સત્તા હેઠળ હતો, અને બાકીના ભાગ ઉપર તેમનું ઉપરીપણું સ્વીકારાયું હતું. જે થોડા ભાગમાં બ્રિટિશ સરહદ સ્થાયી થઇ ન હતી તે વાયવ્ય ખુણામાં આવેલા રણજીતસિંહના સીખ રાજ્યની પાડોશમાં આવેલા મુલકની હતી.

## પ્રકરણ ૧૬ મું.

## રાજ્યની સંપૂર્ણતા. ( ઇ. સ. ૧૮૨૩–૧૮૪૯ )

૧. **પહેલો બરમીઝ વિગ્રહ**—અત્યાર લગી ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની લડાઇનાં મેદાનો હિંદુસ્તાનમાં હતાં, અને તેના હરીફો દેશી રાજ્યો હતાં. દિનપરદિન થયલા રાજ્યના વિસ્તારથી અંગ્રેજો હિંદુસ્તાનની કુદરતી સીમા ઉપર આવી પહોંચ્યા એટલે જુદાજ પ્રકારના લોકો સાથે તેમને અથડાઅથડી થવાની શરૂઆત થઇ.

હિંદુસ્તાનમાંના બ્રિટિશ રાજ્યની ચ્હડતીનાં પહેલાં પચાસ વર્ષ દરમિયાન બીજાં રાજ્યો પણ કાંઇક એવી જ રીતે તેમની આસપાસ ઉભાં થતાં હતાં. સને ૧૭૫૭ થી ૧૮૦૫ સુધીના અરસામાં અફગાનીસ્તાનની અનેક જાતો અહમદશાહના વંશજોના તાબા હેઠળ એકઠી થઇ; રણજીતસિંહે પોતાના હાથે પંજાબની અસંખ્ય હિંદુ મુસલમાન જાગીરોને એકત્ર કરી એક બળવાન રાજ્ય સ્થાપ્યું.

સને ૧૭૫૭ માં એલોમ્પ્રાએ પેગુ સર કરીને બરમન રાજ્ય ઉભું કર્યું હતું તેમાં હમણાં ઇરાવતી તથા સાલવત નદી ઉપરનો

સઘળો મુલક સમાઈ ગયો હતો, અને તેનો દક્ષિણ છેડો બંગાળાના અખાત ઉપર આવ્યો હતો. હિંદુસ્તાનની પૂર્વ સરહદ ઉપર આવેલા પહાડી મુલક તરફ એ રાજ્ય લંબાતું હતું, અને બરમન લશ્કર બ્રહ્મપુત્રાની આસપાસના પ્રદેશમાં થઈ પૂર્વ બંગાળ લગી આવતું હતું. અહીં જ આગળ હિંદુસ્તાન તથા બરમાના સત્તાધિકારી વચ્ચે વારંવાર તકરાર થતી, કારણ બેઉની સરહદની વચ્ચેના કેટલાક પ્રદેશ ઉપર કોની સત્તા હતી તે અનિશ્ચિત હતું.

બંગાળાની ઇશાન દિશા તરફ અંગ્રેજ સંસ્થાન અને બ્રહ્મદેશના રાજ્યની વચમાં આસામનું રાજ્ય આવેલું હતું. અહિંઆં રાજ્યકુટુંબ અને એક અથવા બીજા કુંવરને નામે સ્વતંત્ર અમલ ચલાવવા આતુર થયેલા મંત્રીઓ વચ્ચે સર્વોપરી સત્તાને માટે ચાલેલા અનેક ખુનરેજી વિગ્રહને પરિણામે પરાજય પામેલા પક્ષે પોતાની મદદે આવવા બરમીઝ લોકોને આમંત્રણ કર્યું. નવી ઉપાધિઓ તરત જ ઉપસ્થિત થઇ, કેમકે બરમીઝ લોકોની સહાયતાથી આસામની ગાદી ઉપર બેઠેલા રાજાએ તેમની જ સાથે ટંટો શરૂ કર્યો, અને બરમીઝોએ અનેક પુરૂષોને ગાદીએ બેસાડયા પછી આસામનો અમલ પોતાના એક પ્રતિનિધિને સોંપી વારંવારની મારામારીનો અંત આણ્યો. આવી રીતે અંગ્રેજી હદ ઉપરનું એક નબળું અને રાજકીય ગોટાળાથી ભરપૂર હિંદુ રાજ્ય ઇન્ડો—ચાઇનીઝ મુલકનો પ્રાંત થાય એ કોઈ પણ પ્રકારે અંગ્રેજોને લાભદાઈ નહોતું, કારણ તેમનો તો રાજ્યપ્રકરણમાં પહેલો નિયમ એ હતો કે હિંદુસ્તાનમાં આવતા અજાણ્યા લોકોને તેની કુદરતી હદ ઉપરના પહાડો તથા દરીઆની પેલે પારજ રાખવા. આ પ્રસંગે બરમીઝોના હાથમાં બ્રહ્મપુત્રાના મૂળ તરફનો મુલક હતો અને અંગ્રેજી હદ ઉપરનાં નાનાં સંસ્થાનોને તેઓ તાબે કરતા અગર ગભરાવતા હતા. જંગલી જાતોના સમાગમમાં આવેલાં બીજા સુધરેલાં

રાજ્યોની માફક પોતાની હદ ઉપરની લડાયક જાતોના સરદારોને પોતાના રક્ષણ હેઠળ લઈ પરદેશી હુમલા સામે એક મજબુત અડચણ ઉભી કરવી એ અંગ્રેજોનો એક નિયમ હતો. આ રક્ષણમાં ભંગાણ પાડવાના હેતુથી હિંદુસ્તાનની ઇશાન દિશા તરફનો તથા મણીપૂરની આસપાસનો મુલક પોતાના રાજ્યમાં ભેળી દેવામાં બરમીઝ રોકાયા હતા; બ્રિટિશ રક્ષણ હેઠળના કાચારમાં તેઓ લુટફાટ કરતા; બંગાળામાંનો સિલહીટનો પ્રાંત પોતાનો છે એમ દાવો કરતા, અને હિંદુસ્તાનની પૂર્વ હદ ઓળંગી આરાકાનના કિનારા ઉપરનો અંગ્રેજોના તાબાનો એક ટાપુ તેઓએ લીધો. અત્યાર સુધી કવાયતી લસ્કર સામે તેઓએ ટક્કર નહિ ઝીલેલી હોવાથી અંગ્રેજોની સામા જતાં અટકવાને તેમને કંઇ કારણ નહોતું.

જે લડાઈ થઈ ( ૧૮૨૪–૧૮૨૬ ) તેને પરિણામે હિંદુસ્તાનની કુદરતી હદની બહારના નવા મુલકમાં બ્રિટિશ સત્તા સ્થાપન થઈ. તે વખતના ગવર્નર જનરલ લૉર્ડ આમહર્સ્ટે દરીઆ માર્ગે પેગુ રવાને કરેલી સ્વારીએ બરમીઝ લોકોને તાબે થવાની ફરજ પાડી; આરાકાન તથા ટેનાસરીમના પ્રાંતો અંગ્રેજી રાજ્યમાં જોડાયા, અને ઉત્તર આસામ, કાચાર તથા મણીપૂર ઉપર બ્રિટિશ રક્ષણ સંપૂર્ણ રીતે માન્ય થયું. આથી હિંદુસ્તાનના નહિ એવા લોકો પહેલીજ વાર અંગ્રેજોના તાબામાં આવ્યા.

જેવી રીતે ગુરખા સાથે લડાઈ પછી નેપાલનું રાજ્ય શાંત પડ્યું અને તે તરફની સરહદ નક્કી થઈ તેવી રીતે બરમા સાથેની લડાઈથી અંગ્રેજી રાજ્યની પૂર્વ તરફની સીમા છેવટની નક્કી થઈ. સને ૧૮૨૬ માં ભરતપૂરનું રાજ્ય એક ઢોંગી દાવાદારે પચાવી પડવાથી લૉર્ડ કૉમ્બરમીઅરે હલ્લો કરી ભરતપૂરનો કિલ્લો લીધો. હિંદુસ્તાનમાં હવે ફક્ત સત્તાધિકારી બેજ રહ્યા. એક અંગ્રેજો અને બીજા સીખ

લોકો; કારણ સિંધના અમીરો હિંદી રાજાઓની પંક્તિમાં ભાગ્યે જ આવી શકે. ઓગણીસમી સદીની શરૂઆતમાં પંજાબનું સીખ રાજ્ય રણજીતસિંહની નીધેઆની હેઠળ પરાકાષ્ટાએ પહોંચ્યું હતું. એક વખત રણજીતસિંહે અંગ્રેજો પ્રત્યે વેરભાવની લાગણી પ્રદર્શિત કર્યા પછી બ્રિટિશ રાજ્ય સાથે મિત્રાચારી રાખવાનું યોગ્ય ધાર્યું. સને ૧૮૦૯ માં અંગ્રેજો સાથે જે સંધિ તેણે કરી તેની રૂએ સતલજ નદીની ઉત્તર તથા પશ્ચિમ તરફ તેના મુલકની હદ નક્કી થઈ. આ ગોઠવણથી ચાળીસ વર્ષ લગી બ્રિટિશ રાજ્યની ઉત્તર સરહદ પર સમાધાની રહી.

**૨. લૉર્ડ વિલિઅમ બેન્ટીક (૧૮૨૮–૧૮૩૫)** લૉર્ડ વિલિઅમ બેન્ટીકના અમલ દરમિયાન હિંદુસ્તાનમાં સર્વત્ર શાંતિ પથરાઈ રહી હતી. આ અનુકૂળ સ્થિતિનો લાભ ત્વરાથી લઈ તેણે દેશમાં કેટલાક અગત્યના સુધારા દાખલ કર્યા. રાજ્યવ્યવસ્થા નિયમિત કરી, સતિ થવાનો ક્રૂર ધારો કાયદા અન્વયે બંધ પાડયો, રણજીતસિંહ જોડે વેપારી બાબતની સંધિ કરી તથા સિંધના અમીર સાથે અંગ્રેજ વહાણોને સિંધુ નદીમાં વેપાર અર્થે દાખલ કરવા દેવા માટેના કોલ-કરાર કરી પંજાબમાં અંગ્રેજ લાવવગ વધારવા માટેનાં શરૂઆતનાં પગલાં તેણે ભર્યાં.

**૩. અફઘાનીસ્તાન**—આ સમયે પંજાબની પેલી બાજુ પર અફઘાનીસ્તાનના પહાડી મુલકમાં થતી હીલચાલથી હિંદુસ્તાનની સલામતી માટે પાછો ભય ઉત્પન્ન થયો. નેપોલીઅનની લડાઈથી રૂશિયા એશિયામાં આગળ વધતું અટક્યું હતું, પણ હવે કાસ્પીઅન સમુદ્રથી ઑક્સસ નદી લગીના પ્રદેશો ઉપર તેનું દબાણ વધવા માંડયું અને સને ૧૮૨૮માં ટુર્કોમાન્યાઈના તહનામાથી તેણે ઈરાનમાં પોતાની સર્વોપરી સત્તા સ્થાપી. એ સમયથી જ અંગ્રેજોનું સર્વ લક્ષ તે દિશામાં થતી રૂશિયાની ખરી અથવા માની લીધેલી હીલચાલ તોડી

પાડવા તરફ દોરાયું હતું, તે વખતના અંગ્રેજ રાજ્યદ્વારી પુરૂષોને એમ લાગ્યું કે અંગ્રેજી રક્ષણ હેઠળના મુલકની હદ જોઇએ તે કરતાં વધારે લંબાઈ હતી, કેમકે રૂશિઆના હુમલા સામે ઈરાનનો બચાવ કરવાને તેઓ પાસે પુરતાં સાધન નહોતાં. આ કારણથી અંગ્રેજોએ ઈરાનનો બચાવ કરવા કરેલી કબુલાતમાંથી સને ૧૮૨૮માં છુટા થઈ અફગાનીસ્તાન સુધી પોતાની હદ બાંધી. અંગ્રેજોએ આ પ્રમાણે ખાલી કરેલા મુલકમાં રૂશિઆ તરતજ દાખલ થઈ ગયું, અને પોતાના હેતુ બર લાવવા ઈરાનને એક હથીઆર બનાવ્યું. બીજી તરફ ઈરાનને વાયવ્ય ખુણા ઉપરનો પ્રદેશ રૂશિઆને આપી દેવા ફરજ પડેલી હોવાથી એ ખોટ પુરવાની મતલબે અફગાનીસ્તાનનો પશ્ચિમ તરફનો ભાગ પોતાને તાબે હોવાનો દાવો કરી ઈરાનના શાહે હેરાત ઉપર ચહડાઈ કરવાની તૈયારી કરી.

હવે એશિયાના રાજ્યદ્વારી સવાલનું મધ્યબિંદુ ધીમે ધીમે અફગાનીસ્તાનમાં આવ્યું હતું. તેનાં સ્થાન તથા કુદરતી મજબુતાઇને લીધે હિંદુસ્તાનના રાજ્યકર્ત્તાને એ દેશ ઘણો મહત્વનો હતો, અને ઈરાને આગળ કરેલા દાવાને લીધે તેની અગત્યતામાં વધારો થયો, ઈંગ્લંડની સરકારે પણ એવો મત ઉચ્ચાર્યો હતો કે અફગાનીસ્તાનનું સ્વતંત્રપણું અને અખંડતા હિંદુસ્તાનની સલામતી માટે અવશ્યનાં છે. આ કારણથી જ્યારે સને ૧૮૩૭ માં કેટલાક રૂશીઅન અમલદારને સાથે લઈ ઇરાનનો શાહ જાતે હેરાત તરફ આગળ વધતો હતો, અને અફઘાન અમીર અંગ્રેજોની સહાયતા મેળવવામાં નાસીપાસ થવાથી રૂશીઅન આડતીઆ સાથે મસલહત કરતો હતો ત્યારે હિંદુસ્તાનમાં સ્વાભાવિક રીતે ભય ઉત્પન્ન થયો. ઈંગ્લંડના પ્રધાન મંડળની પૂર્ણ સંમતિથી તે વખતના ગવર્નર જનરલ લૉર્ડ ઑકલૅન્ડે રણજીતસિંહની કબુલાત લઈ અફગાનીસ્તાનમાંથી પદભ્રષ્ટ થયેલા

શાહસુજાને લશ્કરની મદદ વડે ત્યાંની ગાદીએ પાછો બેસાડવા ગોઠવણ કરી, અને તેની રૂએ સને ૧૮૩૮માં એક બ્રિટિશ લશ્કર સિંધમાં થઈ બલુચીસ્તાનને માર્ગે કંદહાર તરફ રવાના થયું.

અફગાનીસ્તાન સાથેની પહેલી લડાઈનો હેવાલ સુપ્રસિદ્ધ છે. શાહસુજાને સહેલાઇથી ગાદીએ બેસાડી અંગ્રેજો બે વર્ષ લગી કાબુલ અને કંદહારમાં રહ્યા. પણ રાજકીય નજરે જોતાં આખી યોજના ભૂલ ભરેલી હતી, અને જે ચહડાઈ મોકલવામાં આવી હતી તે અવિવેકી તથા નુકસાનકારક હતી. સિંધના અમીર અને રણજીતસિંહ કોઈ પણ પ્રકારે અંગ્રેજોનું હિત વધારવા માટે નહોતા તેમ છતાં તેમના મુલકમાં થઈને ખોરાકી વગેરેની આશા રાખી એ અંગ્રેજો માટે જોખમકારક હતું.

શાહસુજાને લઈને અંગ્રેજો અફગાનીસ્તાનમાં પહેલા દાખલ થયા ત્યારથી અફગાન લોકોનો ગુસ્સો તેઓ પ્રત્યે શરૂ થયો હતો અને તેથી તેમના સ્વદેશાભિમાન તથા ધર્માંધપણાનો વિચાર કરતાં શાહસુજાને પોતાના જાતીય લાગવગ ઉપર આધાર રાખી રાજ્ય ચલાવવાનું સોંપી તેમને માટે હિંદુસ્તાન પાછા ફરવાનું યોગ્ય હતું. પણ ઓરનબર્ગ અથવા ખીવને માર્ગે રૂશિઆ અફગાનીસ્તાન તરફ આગળ વધે છે, અને હાંકી કહડાયેલો અમીર દોસ્તમહમદ ઉત્તર પ્રાંતો તરફ ભટકયા કરે છે એમ જ્યારે સર વિલિઅમ મેકનાટનના સાંભળવામાં આવ્યું ત્યારે અફગાનીસ્તાનમાંથી ખસવા પહેલાં ત્યાં શાહસુજાનો અમલ મજબુત કરવા તેણે ઠરાવ કર્યો. આ વિચારથી સ્થાયી લશ્કર ઉભું કરવા તેણે જે પ્રયત્ન કર્યા તેથી અફગાન જાતોના મુખીઓની ઈર્ષા હદ બહાર ઉશ્કેરાઈ ગઈ, અને અસંતોષ એટલો વધી ગયો કે સને ૧૮૪૧ માં સઘળે હુલ્લડ તોફાન થવા માંડયાં. અંગ્રેજ લશ્કરને ખોરાકની તંગી પડી અને વારંવારની ઝપાઝપીથી

તેઓ થાકી ગયાં. હજી પણ બાજી ફેરવાઈ જવાની આશામાં મેક-નાટને શીઆળા સુધી હિંદુસ્તાન પાછા ફરવાનું મુલતવી રાખ્યું, પણ જ્યારે અંગ્રેજોને તેમ કરવાની ફરજ પડી ત્યારે માની ન શકાય તેવી અસંખ્ય ભૂલોને લીધે કાબુલ અને જલાલાબાદની વચમાં આ બ્રિટિશ લશ્કરનો સદંતર નાશ થયો. સને ૧૮૪૨માં ઇંગ્લંડના પ્રધાન મંડળના હુકમ અન્વયે કંદહાર અને જલાલાબાદમાંથી અંગ્રેજ લશ્કર ઉપાડી લેવા લૉર્ડ એલેનબરોએ હુકમ કહાડવાથી અંગ્રેજોને અફગાનીસ્તાન ખાલી કરવું પડયું.

**૪. સિંધ અને પંજાબ**—દક્ષિણ અફગાનીસ્તાનમાં દાખલ થવા લૉર્ડ ઑકલેન્ડે સિંધના અમીરો સાથે જે કોલકરાર કર્યા હતા તેની રૂએ સને ૧૮૩૯ માં સિંધુ નદીની ખીણનો સઘળો પ્રદેશ રાજકીય નજરે જોતાં અંગ્રેજોના કબજામાં આવ્યો હતો. લૉર્ડ એલેનબરોએ અફગાનીસ્તાનમાંથી પાછા હઠવા વિચાર કર્યો ત્યારે જે મથકો ઉપર અંગ્રેજ લશ્કર પડેલું હતું તે સઘળાં હંમેશ માટે પોતાના કાબુમાં લેવાનું યોગ્ય જણાયાથી સર ચાર્લ્સ નેપીઅરને એ બાબત અમીરો સાથે નક્કી કરવા સિંધ રવાને કર્યો. ખંડણીને બદલે પોતાના મુલકનો અમુક ભાગ અંગ્રેજોને સોંપવા માટે સિંધી અમીરોએ દેખીતી રીતે કાંઈ આનાકાની કરી નહિ, પણ તે વિશે નિયમિત સંધિ ઉપર સહી કરવા પછી તેમણે પોતાનાં લશ્કર એકઠાં કરી બ્રિટિશ રેસીડન્સી ઉપર હલ્લો કર્યો. આ ઉપરથી સર ચાર્લ્સ નેપીઅરે લશ્કર સહિત તેમના મુલકમાં દાખલ થઈ સને ૧૮૪૩ ના ફેબ્રુઆરી માસમાં મીઆની આગળ અમીરોને સખત હાર ખવાડવાથી સિંધુ નદીના મૂળ તરફનો સઘળો પ્રદેશ અંગ્રેજોના કબજામાં આવ્યો. બીજે વર્ષે પ્રધાન મંડળે લૉર્ડ એલેનબરોને ઇંગ્લંડ બોલાવી લેવાથી તેની કારકીર્દિનો અંત આવ્યો ને તેની જગ્યા સર હેનરી હારડીંજે લીધી.

સને ૧૮૩૯ માં થયેલા રણજીતસિંહના મરણ પછી પંજાબના ઝનુની લશ્કરને કાબુમાં રાખી શકે એવો બળવાન વારસ ન હોવાથી આખા મુલકમાં તોફાન, બંડ અને ખૂન થવા લાગ્યાં. રણજીતસિંહનો જ્યેષ્ઠ પુત્ર ખારકસિંહ પોતાના પિતા પાછળ વર્ષ રહી ગુજરી જવાથી તેનો મોટો ભાઈ શેરસિંહ ગાદીએ આવ્યો; પણ તરતજ તેનું ખૂન થયું, અને જે સરદારો તથા પ્રધાનોએ રાજ્યની વ્યવસ્થા કરવા માંડી તેમને સર્વત્ર પ્રસરેલા બંડથી ખસી જવા જરૂર પડી. ચાલતી અંધાધુંધીને લીધે સીખ રાજ્યનો અંત નજદીક આવતો જણાયો. રણજીતસિંહની વિધવા તથા તેના નાના છોકરા દુલીપસિંહને રાજ્યકુટુંબના પ્રતિનિધિ તરીકે ગણુવામાં આવ્યા, પણ તેમની સહીસલામતી બંડખોર લશ્કરની મરજી ઉપર લટકેલી હતી, તેથી તેમણે પોતાના બચાવ માટે એક રસ્તો શોધી કહાડી તોફાની લશ્કરને સતલજની આ બાજુ અંગ્રેજોની સામા રોકાયેલું રાખવા યુક્તિ રચી. આમ કરવાની તેમની ખરી મતલબ એ હતી કે લડાઈથી ઝનુની લશ્કર નબળું પડી જાય અથવા તો સદંતર નાશ પામે; પણ લશ્કરી સરદારો છેક આંધળા નહોતા. વિધવા રાણીનો આ હેતુ તેઓ પામી ગયા હતા. ગવર્નર જનરલ સર હેન્રી હારડીંજે સરહદ ઉપર લુટફાટ થવાની બીકે તે તરફ વધારે લશ્કર મોકલવા માંડવાથી સીખ લશ્કરમાં સ્વદેશાભિમાનની લાગણી પુર જોશમાં પ્રગટી નીકળી, અને અંગ્રેજોને પંજાબ તરફ આગળ વધતા અટકાવવા માટે સતલજ ઓળંગી બ્રિટિશ મુલકમાં તે લોકો દાખલ થયા. સને ૧૮૪૫ના ડીસેમ્બર માસમાં બ્રિટિશ લશ્કર તેમની સામા થયું. અંગ્રેજોની લડાઈ માટેની તૈયારી અપૂર્ણ હતી, સીખ લોકોનાં બળ તથા ચંચળતાને તેઓએ તુચ્છકારી કહાડયાં હતાં, અને અત્યાર લગી જે સહેલાઇથી હિંદુસ્તાનમાં તેઓએ જીત મેળવી હતી તેના પ્રમાણમાં સીખ

લોકોએ કરેલા મજબુત બચાવથી તેઓ અચરત પામ્યા. પહેલી લડાઈ મુદકી આગળ થઈ તેમાં અંગ્રેજોને જીત મેળવવા માટે ભયંકર નુકસાન વેઠવું પડયું. ત્રણ દિવસ પછી ફીરોઝશાહ આગળ થયેલી ઘણીજ દુરાગ્રહી તથા ખુનરેજી લડાઈને અંતે અંગ્રેજો પોતાની છાવણીવાળી જમીનનો ભાગ્યેજ કબજો રાખી શકયા, અને તેજસિંહની સરદારી હેઠળ આવતાં મદદગાર લસ્કરને હાથે નાશ પામવાના ભયમાં આવી પડયા. પણ અંગ્રેજોએ ઘણો મજબુત બચાવ કર્યો; તેજસિંહ પાછો હટયો, અને અલીવાલ તથા સોબ્રાનની લડાઈમાં સીખ લોકો ઘણી ઝનુનથી લડયા છતાં તેમને સતલજ નદી ઓળંગી પંજાબમાં પાછા હઠવું પડયું. સને ૧૮૪૬ ના ફેબ્રુઆરી મહિનામાં ગવર્નર જનરલે ૨૦,૦૦૦ માણસ સહિત લાહોરનો કબજો લીધો. રણજીતસિંહના નાના છોકરાને બ્રિટિશ નિયમાની હેઠળ સીખ ગાદી ઉપર બેસાડયો; કેટલોક મુલક અંગ્રેજી રાજ્યમાં જોડી દઈ સીખ લસ્કરની સંખ્યા ઘટાડી. આ પછી પંજાબ બ્રિટિશ સરકારની સામાન્ય દેખરેખ તથા રક્ષણ હેઠળ હોય તેવી રીતે બે વર્ષ લગી તેનો વહીવટ ચાલ્યો.

એમ છતાં બ્રિટિશ સર્વોપરી સત્તા પંજાબમાં સર્વમાન્ય ન હોવાથી લાહોરમાં કાવત્રાં અને અદેખાઈ થોડાજ સમયમાં શરૂ થયાં, અને આસપાસના મુલકમાં અતિશય અસંતોષ દેખાયો. એપ્રિલ ૧૮૪૮માં મુલતાનમાં બે બ્રિટિશ અમલદારોનાં ખૂન થતાં બંડ ફાટી ઉઠયું, ખાલસા લસ્કર પાછું એકઠું થયું, અને બ્રિટિશ લસ્કર સાથે ફરીથી જોર અજમાવવા પ્રયત્ન કર્યો. ચીલીઅનવાળા આગળ (જાન્યુઆરી ૧૮૪૯) અંગ્રેજ સરકારે જીત મેળવવા અગાઉ ૨૪૦૦ સિપાઈઓ અને અમલદારો ખોયા; પણ ગુજરાત આગળ (ફેબ્રુઆરી ૧૮૪૯) સીખ લસ્કરે એવી તો સખ્ત હાર ખાધી કે અંગ્રેજો આખા પંજાબના બીનતકરારી ધણી થયા. ઘણા પુખ્ત વિચાર પછી પંજાબમાં એક

રક્ષિત દેશી રાજ્ય ઉભું કરવાનો વિચાર લૉર્ડ ડેલહાઉઝીએ છોડી દીધો. અંગ્રેજો માટે આ એક ઘણોજ ભાગ્યશાળી સંજોગ હતો, કેમકે સીખ લોકોનું એવું કંઈ રાજ્ય હોત તો આઠ વર્ષ પછી ફાટેલો બળવો તેમને ઘણો નુકસાનકારક નીવડત. સને ૧૮૪૯ માં ગવર્નર જનરલે કહાડેલા ઢંઢેરાની રૂએ પંજાબ અંગ્રેજી અમલ હેઠળ મુકાયું અને બ્રિટિશ સરહદ અફગાનીસ્તાનના પહાડની તળેટી સુધી પહોંચી. દેશી રાજ્યોની હરીફાઈ નાશ પામી અને આખું હિંદુસ્તાન એક સર્વોપરી સત્તાના અમલ હેઠળ મુકાયું.

આ પ્રમાણે અને પાર્લામેન્ટ મારફતે પ્રદર્શિત થયેલી બ્રિટિશ પ્રજાની પુર સંમતિ સાથે એક પછી એક આવેલા ગવર્નર જનરલે ઓગણીસમી સદીમાં હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યની સ્થાપના કરી.

**૫. દક્ષિણ બ્રહ્મદેશ**—લૉર્ડ ડેલહાઉઝીએ પંજાબ સર કરી પેશાવર ઉપર બ્રિટિશ વાવટો ભાગ્યેજ ઉડતો કર્યો એટલામાં બરમીઝ રાજ્ય સાથે તેને તકરાર ઉઠી જેને પરિણામે હિંદુસ્તાનના અગ્નિ કોણમાં મોટો પ્રદેશ અંગ્રેજી અમલ હેઠળ આવ્યો. પોતાની સ્થિતિનો કંઈ પણ વિચાર કર્યા વિના બરમીઝ સત્તાધિકારીઓએ બ્રિટિશ પ્રજાને હેરાન કરવાથી ગવર્નર જનરલને બંગાળાના અખાતમાંના તેમનાં બંદરો ઉપર ઘેરો ઘાલવાની તથા પેગુ હસ્તગત કરવાની ફરજ પડી. જેવી રીતે કલકત્તામાં કોઠી સ્થાપવાને પરિણામે આખું બંગાળા અંગ્રેજોના હાથમાં આવ્યું, કરાંચીના કબજા પછી આખું સિંધ તેમને મળ્યું, તેવીજ રીતે રંગુનનો કબજો લેવો એ બ્રહ્મદેશ સર કરવાને માટેનું અંગ્રેજોનું પહેલું પગલું હોય એમ જણાયું.

**૬. દેશના માંહેલા ભાગમાંનાં રાજ્યોનું ખાલસા થવું તથા ૧૮૫૭ નો બળવો**—બ્રિટિશ રાજ્યના બે છેડા ઉપરના પ્રાંતો જીતી લીધા પછી લૉર્ડ ડેલહાઉઝીએ દેશના અંદરના કારભાર તરફ

પોતાનું લક્ષ દોડાવ્યું. સને ૧૮૧૮માં પેશ્વાઈ નાબુદ થઈ ત્યારે શિવાજીના વંશના મરાઠા રાજાને લૉર્ડ હેસ્ટીંગ્સે કેદખાનામાંથી છુટો કરી સતારાનું રાજ્ય તેને સોંપ્યું હતું. સને ૧૮૪૮માં તેની પછી ગાદીએ આવનાર નવારસી ગુજરી જવાથી લૉર્ડ ડેલહાઉઝીએ ગાદીવારસ દત્તક લેવા દેવા ના પાડી, અને એવો નિયમ ઠરાવ્યો કે તાબા હેઠળના કોઈ પણ રાજ્યમાં વારસને અભાવે ગાદી ખાલી પડે તો એક રાજ્યનીતિ તરીકે અંગ્રેજો તેના માલીક થાય; પરંતુ કોઈ મજબુત કારણ હોય તો જ મરનાર રાજાના વંશના કોઈ પણ કાયદેસર વારસને તેની ગાદી મળે. આ નિયમાનુસાર સતારાનું રાજ્ય અંગ્રેજોએ લઈ લીધું. ત્યાર પછી સને ૧૮૫૩માં જાંસી અને બીજે વર્ષે નાગપૂર અંગ્રેજ અમલ હેઠળ આવ્યાં. આ રૂઢી લૉર્ડ કેનિંગના સમયમાં બંધ પડવાથી દેશી રાજાઓને પોતાના રાજ્યના સ્થાઈપણા માટે એટલે લગી ભરોંસો આવ્યો કે હાલમાં તેઓ પોતાની હૈયાતીમાં વારસ દત્તક લેવાનું ભાગ્યે જ પસંદ કરે છે.

પંજાબ અને પેગુ લડાઈની જીત તરીકે અંગ્રેજોએ મેળવ્યાં હતાં; સતારા, ઝાંસી અને નાગપૂરનાં રાજયો વારસને અભાવે અંગ્રેજ અમલ હેઠળ આવ્યાં હતાં. માત્ર આંઉધનું રાજ્ય અસહ્ય અંધાધુંધીને કારણે તેના વઝીર પાસેથી અંગ્રેજોએ છીનવી લીધું હતું. ઓગણીસમી સદીની શરૂઆતમાં આંઉધના વઝીરે કંપનીના અમલદારોની સલાહ તથા સંમતિ પ્રમાણે રાજ્ય ચલાવવા માટે લૉર્ડ વેલેસ્લી સાથે તહનામું કર્યું હતું પણ કરેલા કરાર તરત જ ભૂલી જવામાં આવવાથી રાજ્યમાં ગોટાળા દિન પર દિન વધતા ગયા; લૂંટફાટ, તોફાન અને બંડ અવારનવાર થવા માંડયાં અને લોકો ઉપરના જુલમનો પાર રહ્યો નહિ. ગવર્નર જનરલે મોકલેલી ચેતવણીઓ તુચ્છકારી કહાડવામાં આવી અને મામલો એવો તો ગંભીર થતો ગયો કે

લશ્કરની મદદ વડે અંધેર દાબી દેવું અશક્ય જણાયું. આ કારણથી સને ૧૮૫૬ના ફેબ્રુઆરી માસમાં આંઉધના રાજ્ય ઉપર અમલ ચલાવવાનું ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ માથે લીધું, અને એ મહિનાના અંત પહેલાં લૉર્ડ ડેલહાઉઝીએ ગવર્નર જનરલના ઓદ્ધાનો હવાલો લૉર્ડ કેનિંગને સોંપ્યો.

હવે બ્રિટિશ રાજ્ય સત્તા તથા આબાદીની પરાકાષ્ઠાએ પહોંચ્યું હતું, કેમકે તેનો પ્રદેશ હદ ઉપરાંત વધી ગયો હતો, અને સિંધુથી ઈરાવતા નદી સુધીના વિશાળ મુલકમાં વ્યવસ્થા તથા સલાહ સંપ હતાં પણ અસાધારણ લાંબા યુદ્ધકાળને અંતે જ્યારે લડાઈ થઈ રહે, કાપાકાપી બીલકુલજ બંધ પડે અને દેશમાં સઘળે શાંતિ પથરાય ત્યારે શીરજોર ભાડુતી લશ્કર આળસમાં પડી રહેવાથી બેચેન થાય છે, તેવીજ અશાંતતાનાં ચિન્હો હજી દેખાતાં હતાં.

સને ૧૮૩૮થી ૧૮૮૪ સુધી અવારનવાર અફગાન તથા સિંધના બલુચી લોકો સામે ગ્વાલીઅરના બળવાખોર મરાઠા અને પંજાબના સીખ સામે લશ્કર રોકાયેલું રહ્યું હતું. સને ૧૮૫૨ માં બરમાની બીજી લડાઈ થઈ; પેશાવરમાં અંગ્રેજ વાવટો ભાગ્યેજ ઉડતો થયો એટલામાં લૉર્ડ ડેલહાઉઝીને આવાની દરબાર સાથે ટંટો થયો જેની અંતે દક્ષિણ બ્રહ્મદેશ બ્રિટિશ રાજ્યમાં જોડાઈ ગયું. સને ૧૮૪૧–૪૨ માં કાબુલમાંથી ભયંકર નુકસાન ખમી અંગ્રેજ લશ્કરને પાછા હઠવું પડયું હતું તે સિવાય તેણે હંમેશાં વિજય મેળવ્યો હતો; પણ એશિયામાં એક વિજયી ભાડુતી લશ્કર, જેનીસરી અથવા મામલુકની માફક સ્વસ્થ બેસતાં ઘણું ખરૂં ઉદ્ધત થાય છે. બંગાળાના સિપાઇઓ એમ માનતા કે આખું હિંદુસ્તાન તેમના પગ તળે હતું; સને ૧૮૫૬માં જ્યારે આંઉધ અંગ્રેજી રાજ્ય સાથે જોડાયું ત્યારે લશ્કરી સિપાઇઓના ગુસ્સાનો પાર રહ્યો નહિ, કેમકે આંઉધ તેમનો સ્વદેશ

હતો. આથી જ્યારે કહેવાતી ચરબીવાળી કારતુસોથી તેમની લાગણી ઉશ્કેરાઇ ત્યારે તેઓ ઘણી ઘાતકી રીતે અંગ્રેજ અમલદારોની સામા થયા અને મોટો બળવો ઉઠાવ્યો.

આ ઘાતકી અને ઝનુની બંડ દાબી દેવા જે પ્રયત્ન થયો તેમાં હિંદુસ્તાનની એક વખતની નામાંકિત અને પ્રબળ સંસ્થા તથા વ્યક્તિના રહ્યા સહ્યા પડછાયા ઘસડાઇ ગયા. મોગલ શહેનશાહ અને તેની ભવ્ય દરબારનો આભાસ દિલ્હીમાંથી અલોપ થયો; પેશ્વાના માન માટે દાવો કરતો ઢોંગી કાનપૂરમાંથી અદ્રશ્ય થયો. અને હિંદુસ્તાનનું આખું રાજ્ય ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના હાથમાંથી સીધું ઇંગ્લંડના તાજ હેઠળ ગયું. અપરોક્ષ અથવા પરોક્ષ રીતે આખા રાજ્યમાં બ્રિટનનું ઉપરીપણું કંઈ પણ વાંધા અથવા તકરાર વગર સ્વીકારાયું. હરીફાઈ અથવા ટંટાં ફીસાદનું કારણ નિર્મૂળ થતાં રાજકીય જીંદગીનું હાલનું સ્વરૂપ શરૂ થયું અને રાજ્યમાં જે પક્ષો બંધાવા માંડયા, તેમની આકાંક્ષા તથા વિચાર ગમે તેવા હોય પરંતુ તેઓ રાજ્ય તરફ પૂર્ણ વફાદાર હતા.

## પ્રકરણ ૧૭ મું.

## રાજ્યની સંપૂર્ણતા. ( ઈ. સ. ૧૮૫૦–૧૮૮૫. )

**૧. સને ૧૮૫૮ નો ઢંઢેરો**—આગલાં પ્રકરણોમાં મોગલ શહેનશાહતની પડતીના પ્રારંભથી સને ૧૮૫૮ સુધીમાં હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્ય ધીમે ધીમે કેવી રીતે વિસ્તારમાં વધતુ ગયું તે આપણે જોયું. હવે મહારાણી શ્રી વિકટોરિયાના મહાન અભય વચનના*

* જુઓ પરિશિષ્ટ ક.

ઢંઢેરાથી હિંદુસ્તાનનો અમલ ઈંગ્લંડના રાજ્યકર્તાના હાથમાં સીધી રીતે આવ્યો, અને જો કે બળવાની અસર થોડોક વખત લગી કેટલાક પ્રાંતોમાં જણાઈ તોપણ એ સમયથી જ આ દેશમાં રાજકીય શાંતિની શરૂઆત થઈ હોય એમ કહી શકાય.

રાણી વિક્ટોરિયાએ પોતાના ઢંઢેરા મારફત હિંદની સમસ્ત પ્રજાને જાહેર કર્યું કે હિંદુસ્તાનનો રાજ્યઅમલ ઈસ્ટ ઈન્ડીઆ કંપનીના હાથમાંથી પોતાના હાથમાં આવ્યો છે. વળી તેમણે દેશી રાજાઓ સાથે કંપનીએ જે અનેક તહનામાં અને કોલકરારો કર્યા હતા તે કબૂલ રાખ્યા; હિંદી પ્રજાની ધર્મ સંબંધી બાબતોમાં દખલ નહિ કરવા માટે પોતાના અધિકારીઓ ઉપર ખાસ પ્રતિબંધ મુક્યા, અને એવી ઇચ્છા પ્રદર્શિત કરી કે પોતાની હિંદી પ્રજાને સરકારી નોકરીમાં છૂટથી અને નિષ્પક્ષપાતપણે દાખલ કરવી. આવી શુભ શરૂઆતથી દેશમાં શાંતિ પથરાતાં સુધારો જલદીથી દાખલ થતો ગયો. સને ૧૮૫૬માં બ્રિટિશ અમલ હેઠળ આવેલો આંઉધનો મુલક બે વર્ષની ગડબડાટ પછી શાંત પડી ગયો. મોટા જમીનદારોનાં શસ્ત્ર છીનવી લેવાયા પછી લાભદાઈ જમાબંધીથી તેઓ સંતોષ પામ્યા. પંજાબમાં સર જૉન લૉરેન્સના ડહાપણ ભરેલા અમલથી સીખ લોકોએ બ્રિટિશ સત્તા માન્ય કરી. મોગલ રાજ્યના રહ્યા સહ્યા ટુકડાનું રાજબંધારણ ગોઠવાઈ જવાથી તે તરફ પણ ગડબડ થવાની બીક જતી રહી. બીજી તરફ દેશી રાજ્યો સાથે લૉર્ડ વેલેસ્લીએ જે સહાયકારી સંધિઓ કરી હતી અને તેની પછી આવેલા ગવર્નર જનરલોએ તેને અનુમોદન આપી તેમની સાથેનો સંબંધ સુધારવા યત્ન કર્યો હતો, તેથી તે સઘળાંએ કલકત્તા સરકારની સર્વમાન્ય સત્તા સ્વીકારી હતી, અને રાજકીય સુધારા પોતાના પ્રાંતમાં દાખલ કરવા દેશી રાજાઓએ હોંસાતોંસી કરવા માંડી હતી. તેમ છતાં બ્રિટિશ સત્તાધિકારીઓ દેશી રાજ્યોમાં અંધાધુંધી પ્રચલિત

થતાં તે અટકાવવા હંમેશ તત્પર રહેતા, અને અસહ્ય ગેરરીતી માટે ગુન્હેગારને શિક્ષા કરવા તત્પર રહેતા. સને ૧૮૭૫માં વડોદરાના ગાયકવાડે બ્રિટિશ રેસીડન્ટને ઝેર આપવાનો યત્ન કરવાના સબબે તેને ગાદીએથી ઉઠાડી મૂકવામાં આવ્યો; તેવીજ રીતે બંગાળાની પૂર્વ સરહદ ઉપર આવેલા મણીપૂરનો રાજા અમલ ચલાવવા અશકત માલમ પડવાથી તેને પણ અંગ્રેજ સરકારે ઉઠાડી મુકયો.

આ અસંખ્ય દેશી રાજ્યોમાં સને ૧૮૮૧ માં એક મોટા રાજ્યનો વધારો થયો. આપણે આગળ વાંચી ગયા છીએ કે ટીપુ સુલતાનના મરણ બાદ મ્હેસુરના રાજાનો કેટલોક મુલક જે હિંદુ રાજા પાસેથી હૈદરઅલીએ તે રાજ્ય ઝુંટવી લીધું હતુ તેના વંશજને અંગ્રેજોએ સોંપ્યો હતો. પણ સને ૧૮૩૧માં અંગ્રેજ સરકારે તેનો વહીવટ પોતાના હાથમાં લઈ પચાસ વર્ષ લગી અમલ ચલાવી, સને ૧૮૮૧માં તે રાજ્યનું બંધારણ નવેસર ગોઠવ્યું અને અસલ રાજ્યકુટુંબના વારસને અંગ્રેજ સત્તા માન્ય કરવાની શરતે પાછું સોંપ્યું.

**૨. અફ્ગનીસ્તાન અને ભુતાન**—બ્રિટિશ હિંદુસ્તાનમાં આવેલો મુલક અને તેની બાંહેધરી હેઠળનાં દેશી રાજ્યો જ્યારે આ પ્રમાણે શાંત થતાં હતાં ત્યારે બ્રિટિશ રાજ્યની સરહદની બહારનો મામલો ઘણો ગુંચવાડા ભરેલો થતો હતો. સને ૧૮૪૯ માં પંજાબ ખાલસા થવા પછી બ્રિટિશ અમલ અફગાનીસ્તાનના પહાડી મુલક લગી લંબાયો હતો, અને તે તરફ વસતા હઠીલા જંગલી લોકો બ્રિટિશ મુલકમાં અવારનવાર જે લુંટફાટ ચલાવતા તે દાબી દેવા કેટલીક અંગ્રેજ સ્વારીઓ ગયેલી પણ તેનું કંઈ પણ ઈચ્છવા જેવું પરિણામ આવ્યું નહિ. સને ૧૮૬૩ માં પેશાવરની ખીણ ઉપરના મુલકમાં વસતા ઝનુની મુસલમાનો સામે એક મોટી ચહડાઈ લઈ જવાની અંગ્રેજોને જરૂર પડી. અંબેલા આગળ અંગ્રેજ સરકાર પોતાના લશ્ક-

સ્ની સલામતી માટે મોટા ભયમાં આવી પડયો હતો, પણ ઘણી બહાદુરીથી તેણે પોતાનો બચાવ કરી દુશ્મનોને મારી હઠાવી તેના સરદારને તહ કરવા ફરજ પાડી.

આવાં જ કેટલાંક કારણોથી સને ૧૮૬૪માં અંગ્રેજ સરકારને ભુતાન સાથે લડાઈમાં ઉતરવું પડયું. ભુતાનના લોકો ગરીબ અને અજ્ઞાન હોવા ઉપરાંત લુંટફાટ ઉપર ગુજરાન ચલાવતા. તેઓ વારંવાર બંગાળામાં ઉતરી પડતા અને ધાડ પાડતા. આવી એકાદ ધાડમાં બ્રિટિશ પ્રજાનાં કેટલાંક માણસોને તેઓ પોતાના મુલકમાં ઉંચકી જવાથી તેમનો છુટકારો મેળવવા કલકત્તા સરકારે એક અંગ્રેજ એલચીને ભુતાન રવાના કર્યો. એ અલચીનો તિરસ્કાર થવાથી અંગ્રેજ લશ્કરે ભુતાનના લોકોને મારી હઠાવી પોતાની મરજી મુજબના કોલકરાર કરાવી લીધા. એ વખતથી ભુતાનનો મુલક શાંત છે.

પંજાબના અને સિંધની પશ્ચિમ બાજુએ આવેલા બલુચીસ્તાનના ખીલાતના ખાનની સત્તાનો બલુચી સરદારો અનાદર કરતા હોવાથી સને ૧૮૭૬માં લૉર્ડ લિટને મેજર સેન્ડમેનને બલુચીસ્તાન મોકલી ખાન અને તેના તાબાના સરદારો સાથે એવી મતલબના કોલકરાર કર્યા કે જેની રૂએ ખાને બલુચીસ્તાનમાં અંગ્રેજ ઉપરીપણું કબૂલ કર્યું, વેપાર અર્થે સઘળા રસ્તા ખુલ્લા કર્યા અને સરહદ ઉપરની ગડબડાટ દાબી દીધી. આ લાભોના બદલામાં અંગ્રેજોએ ખાનનો તેના દુશ્મન સામે બચાવ કરવાનું માથે લીધું. આ ગોઠવણની રૂએ હિંદુસ્તાનની સરહદનો એક ખુણો હંમેશ માટે અંગ્રેજોના કબજામાં આવ્યાથી અફગાનીસ્તાનની દક્ષિણ સરહદથી થોડે દૂર આવેલા ક્વેટા સુધી રેલ્વે લંબાવી અંગ્રેજોએ તે તરફ પોતાનાં લશ્કરી મથકો ગોઠવી દીધાં.

સને ૧૮૭૮ થી ૧૮૮૧ સુધી ચાલેલો બીજો અફગાન વિગ્ર-

હનાં કારણોની અત્રે લાંબી તપાસ લેવી સ્થળ સંકોચને લીધે અશક્ય છે. એ કારણો યુરોપમાં ચાલેલી લડાઇઓ તથા ત્યાંની રાજકીય ખટપટ સાથે તેમજ મધ્ય એશિયામાંની રૂશીઆની હાલચાલ સાથે ગાઢો સંબંધ ધરાવે છે.

**૩. રૂશીઆ અને ત્રીજો અફગાન વિગ્રહ**—બ્રિટિશ રાજ્યની સીમા હિંદુસ્તાનની કુદરતી સરહદ લગી લંબાતાં એવું ધારવામાં આવતું હતું કે અંગ્રેજોને હવે કોઈ પણ પ્રજા સાથે લડાઈમાં ઉતરવું પડશે નહિ. પણ અફગાનીસ્તાનના પહાડી મુલક સુધી પહોંચતાં અંગ્રેજોને બીજી યુરોપી પ્રજાની હીલચાલ ઉપર દેખરેખ રાખવાની જરૂર પડી. કેમકે રૂશીઆ મધ્ય એશિયામાં પગ પેસારો કરી ધસારાબંધ આગળ વધતું હોવાથી અને અંગ્રેજોને પોતાની સરહદ ઉપર આવેલા મુલકમાં કોઈ પણ વિદેશી પ્રજાનો લાગવગ પ્રસરાતો અટકાવવામાં લાભ સમાયેલો હોવાથી હિંદુસ્તાનના અંગ્રેજ અધિકારીઓને માટે રૂશીઆ ઉપર બારીક દેખરેખ રાખવાનું અવશ્ય હતું.

ખીવનો પ્રાંત રૂશીઆના હાથમાં જવાથી રૂશીઅનો અફગાનીસ્તાનની પડોસમાં આવી લાગ્યા હતા, અને ત્યાંથી આગળ વધતા તેમને અટકાવવાના હેતુથી ઈંગ્લંડનાં પ્રધાન મંડળે જે ભાંજગડ કરી તેનો સેંટપીટર્સબર્ગથી કંઈ સંતોષકારક જવાબ મળ્યો નહિ. સને ૧૮૭૩માં રૂશીઅન બાદશાહે અફગાનીસ્તાનનો મુલક પોતાના લાગવગની બાહેર હોવાનું જાહેર કરવાથી અંગ્રેજોએ તે તરફ પોતાની સત્તા વધારવા યત્ન કર્યાં. આ સમયે અંગ્રેજ રાજ્યદ્વારીઓની મુખ્ય મતલબ અફગાનીસ્તાનની સ્વતંત્રતા જાળવવાની હતી, અને તેને લીધે જે ગેરસમજુતીઓ ઉભી થઈ તેમાંથી સને ૧૮૭૮માં અફગાન વિગ્રહ શરૂ થયો.

વારસા માટેની એક લાંબી અને ઝનુની લડાઈ પછી શેરઅલ્લી સને ૧૮૬૮માં અફગાન ગાદીએ આવ્યો ત્યારે તેનો મુલક બે મહાન યુરોપીઅન પ્રજાનાં રાજ્યની વચમાં હોવાને લીધે તેને પોતાની સલામતી માટે ચિંતા લાગવાથી મિત્રાચારી અને મદદ માટે હિંદુસ્તાન તરફ એણે લક્ષ દોડાવ્યું. સને ૧૮૬૯માં લૉર્ડ મેયો જો કે એને અંબાલા આગળ મળ્યો અને તેની સારી રીતે આગતાસ્વાગતા કરી તોપણ રીતસરના કોલકરાર કરવાને તેને ઇંગ્લંડથી સત્તા મળેલી ન હોવાથી આ મુલાકાતનું કાંઈ પણ મહત્વનું પરિણામ આવ્યું નહિ. સને ૧૮૭૩માં જ્યારે આ બાબત ભાંજગડ ફરી શરૂ થઈ ત્યારે પરદેશી હુમલા સામે શેરઅલ્લીનો બચાવ કરવાનું લૉર્ડ નૉર્થબ્રુકે ઇંગ્લંડના પ્રધાન મંડળને સૂચવ્યું, પણ એ સૂચના પણ વ્યર્થ ગઈ એટલે શેરઅલ્લીની નિરાશાનો પાર રહ્યો નહિ, અને એને લીધેજ પાછળથી શેરઅલ્લીએ બ્રિટિશ સરકાર તરફ આટલો બધો વેરભાવ દર્શાવ્યો.

ત્રણ વર્ષ બાદ સને ૧૮૭૬માં પ્રધાનમંડળને અમીર સાથે વધારે ધાડો સંબંધ બાંધવાનું આવશ્યક લાગવાથી લૉર્ડ લીટનને તે મુજબ કામ કરવા ફરમાન કર્યું. તેણે પહેલાં તો કાબુલમાં એક મિશન મોકલવા સૂચના કરી પણ અમીરને તે રૂચી નહિ, એટલે કેટલાક નિષ્ફળ પ્રયત્ન પછી એ બાબત છોડી દેવાઈ. સને ૧૮૭૭માં રૂશીઆ અને તુર્કસ્તાન વચ્ચે લડાઈ જાગતાં જ્યારે રૂશીઆનું લશ્કર કોન્સ્ટેન્ટીનોપલ આગળ હતું ત્યારે બ્રિટિશ સરકારે માલ્ટામાં હિંદી લશ્કર મોકલવા તૈયારી કરી. આના જવાબમાં રૂશીઅનોએ મધ્ય એશિયામાંથી પોતાના લશ્કરનો થોડો ભાગ અફગાનીસ્તાન તરફ રવાના કર્યો, અને એક રૂશીઅન એલચીએ કાબુલ આવી અમીર સાથે મિત્રાચારીની સલાહ કરવા ગોઠવણ કરી. બીજી તરફથી વાઈસરૉયે કાબુલમાં

અંગ્રેજ એલચી મોકલવા માગણી કરી; પણ સર નેવિલ ચેમ્બરલેનને અફ્ગાન સરહદ ઉપરથી પાછા હાંકી કહાડવામાં આવવાથી, અને છેલ્લી માગણીનો કંઈ જવાબ ન મળવાથી સને ૧૮૭૮ના નવેમ્બર માસમાં લડાઇ જાહેર થઈ. અંગ્રેજ લશ્કર ત્રણ કટકે વહેંચાઈ જ અફ્ગાનીસ્તાનમાં દાખલ થયું. ક્વેટાને રસ્તે જે લશ્કર ગયું તેણે વગર મહેનતે કંદહાર લીધું; બીજા બે ભાગે ઉત્તર તરફથી ખુરમ અને જલાલાબાદ ઉપર ઘેરો ઘાલ્યો અને જ્યારે જનરલ રૉબર્ટસે પીવર કોટલ આગળ અફ્ગાન લશ્કર વિખેરી નાંખ્યું, ત્યારે અમીર કાબુલમાંથી ન્હાસી ગયો અને ઓકસસ નદી આગળના મુલકમાં ભરાઈ બેસી, ટ્રાન્સ કારપીઆના રૂશીઅન અધિકારીઓને મદદ માટે વિનંતિ કરી, પણ બર્લીનના કોલકરાર પછી રૂશીઆને અમીરના કામમાં માથું મારવા કારણ ન હોવાથી તેને બ્રિટિશ સરકાર સાથે તહ કરવા સલાહ આપી. સને ૧૮૭૯માં શેરઅલ્લી ગુજરી જતાં તેના છોકરા યાકુબને અફ્ગાનીસ્તાનમાંનો કેટલોક મુલક અંગ્રેજોને સોંપવાની અને કાબુલમાં અંગ્રેજ એલચી રાખવાની શરતે અમીર તરીકે અંગ્રેજોએ માન્ય રાખ્યો, અને લડાઈનો અંત આવ્યો. ગંડમકની સલાહની રૂએ સર લુઈ કેવગનરી, જુલાઈ, ૧૮૭૯ માં કાબુલ ગયો.

પણ શેરઅલ્લીના મરણથી અફ્ગાનીસ્તાનમાં ગડબડ ગોટાળો એટલો વધી ગયો કે યાકુબખાન તે દાબી દેવા અશક્ત નિવડયો. લશ્કરને પગાર ન મળવાથી તોફાની થયું હતું, અને એક ઝનુની અને ધર્માંધ લોકોનો ગુસ્સો કાબુલમાં અંગ્રેજ એલચીની હાજરીથી હદપારનો વધી ગયો હતો. ટુંકમાં અફ્ગાનીસ્તાનનો મામલો અંગ્રેજ એલચીની સલામતી ઉપર લટકી રહ્યો હતો, પણ તેના કાબુલ જવા પછી ત્રણ માસમાંજ તેનું ખૂન થવાથી અંગ્રેજોને લડાઈ શરૂ કરવી પડી. સર ફ્રેડ્રીક રોબર્ટસે ઝડપથી કુચ કરી બહાદુરીથી કાબુલનો કબજો

લીધો, અને કંદહાર પણ સર થયું. એટલામાં નવીજ મુશ્કેલીઓ ઉભી થઈ, અફગાનીસ્તાનનો મુલક તાબે કરવાનું અંગ્રેજો માટે અશક્ય હતું છતાં અફગાન જાતોએ અંગ્રેજો તેમ કરશે એમ માની લઈ કાબુલની આસપાસ બળવો ઉઠાવ્યો. સને ૧૮૭૯ના ડિસેમ્બર માસમાં અંગ્રેજો ઉપર હુમલો કરવાના હેતુથી સઘળી જાતો એકત્ર થઈ ગઈ. ઘણી સખત ઝપાઝપી પછી જો કે અંગ્રેજોએ અફગાનોને હરાવ્યા હતા છતાં કોઈ અશક્ત અને મળતીઆ રાજ્યકર્તાને કાબુલની ગાદી ઉપર બેસાડવાનું અંગ્રેજો માટે મુશ્કેલ હતું. એટલામાં શેરઅલ્લીની અગાડીના અમીરનો ભત્રીજો અબદુલ રહેમાન ઉત્તર તરફથી નીકળી આવ્યો. શેરઅલ્લી ગાદીએ આવતાં અબદુલ રહેમાનને અફગાનીસ્તાનમાંથી દૂર કરવામાં આવ્યો હતો, અને તે લાંબો વખત થયાં ઓકસસ નદી ઓળંગી રૂશીઅન રક્ષણ હેઠળ રહેતો હતો. વાઇસરોય સાથે ચાલેલા સંદેશાને પરિણામે અબદુલ રહેમાન કાબુલનો અમીર જાહેર થયો; તેને અંગ્રેજો તરફથી નાણું અને હથિયારની સારી મદદ મળવા ઉપરાંત, પરદેશી હુમલા સામે બચાવ કરવાનું વચન મળ્યું. અંગ્રેજ લશ્કર હિંદુસ્તાન પાછા ફરવાની તૈયારીમાં હતું એટલામાં શેરઅલ્લીનો નાનો છોકરો અયુબખાન લશ્કર લઈ કંદહાર ઉપર આવે છે એવી ખબર મળી. અંગ્રેજ લશ્કરે તેને મારી હઠાવી સર ફ્રેડ્રીક રોબર્ટસ બોલન-પાસમાં થઈ હિંદુસ્તાન પાછો ફર્યો. સને ૧૮૮૧ માં અંગ્રેજોએ અફ-ગાનીસ્તાનમાંથી ખસી જઈ અમીરને તેનો મુલક સોંપ્યો. ત્યારથી અફગાનીસ્તાનની આર્થિક અને રાજકીય સ્થિતિ સુધરતી ચાલી. હવે ત્યાં માંહોમાંહેની લડાઈ તથા હુલ્લડ તોફાન બંધ પડયાં. છેલ્લાં સત્તા-વીશ વર્ષ થયાં ત્યાં સઘળું શાંત છે, અને કંઈ પણ વિરૂદ્ધતા વગર હાલનો અમીર ગાદીએ આવ્યો છે. બ્રિટિશ સરકાર તરફથી તેને મળેલી મદદ અને ટેકાને લીધેજ અફગાનીસ્તાનની આંતરિક સ્થિતિમાં

આ સઘળો ફેરફાર થવા પામ્યો હતો. હાલનો અમીર અંગ્રેજો સાથે એટલો મળી ગયો છે કે સને ૧૯૦૭ માં તેમના આમંત્રણને માન આપી તે હિંદુસ્તાનમાં મુસાફરી કરવા આવ્યો હતો.

ઉત્તર તરફની સરહદનો મુલક અંગ્રેજ લાગવગ હેઠળ આવ્યા પછી હિંદુસ્તાનના અગ્નિ કોણ તરફ અંગ્રેજ સરકાર માટે નવી મુશ્કેલી ઉભી થઈ હતી. સને ૧૮૫૩ માં દક્ષિણ બ્રહ્મદેશ અંગ્રેજોએ જીતી લીધા પછી બરમીઝ રાજ્યકર્તા બ્રિટિશ સરકાર પ્રત્યે વેરભાવ બતાવતા હતા. સને ૧૮૮૫માં તેઓએ બ્રિટિશ પ્રજાને કરેલા નુકસાનનો બદલો આપવા ના પાડી ફ્રેન્ચ સરકાર સાથે સલાહ કરવા ગોઠવણ કરવાથી બ્રિટિશ સરકારે તેમની સામે લડાઈ જાહેર કરી. બરમીઝ લશ્કર તેમની સામે ન થવાથી માંડલે સર થયું અને આખા બ્રહ્મદેશ ઉપર અંગ્રેજ વાવટો ઉડતો થયો.

**૪. આંતરિક વહીવટ**—અત્યાર સુધી હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્યના ઉદયનો ઇતિહાસ રાજકીય નજરે જોઈ ગયા. શરૂઆતમાં સોથી દોઢસો વર્ષ મારામારી તથા કાપાકાપીમાં વહી ગયાં એટલે દેશનો વહીવટ સુધારવા માટે અંગ્રેજોને ભાગ્યેજ મળ્યો. પણ ઓગણીસમી સદીનાં છેલ્લાં પચાસ વર્ષ દરમિયાન જ્યારે દેશ સામાન્ય રીતે શાંત હતો ત્યારે દેશની આર્થિક સ્થિતિ સુધારવા તથા વહીવટ સુધારી નિયમિત કરવા તેમને પુશ્કળ અવકાશ મળ્યો. મોગલોના અમલ વખતે રાજ્યમાં કંઈક નિયમ હતો; અને તે વખતે પડેલા જીલ્લા અને પ્રાંત, અને દેશમાં દાખલ થયેલી જમાબંધી હજી પણ કેટલેક ઠેકાણે હસ્તી ભોગવે છે. પણ અંગ્રેજોની અગાડીના દેશી રાજાઓ વારંવાર લડાઇમાં ગ્રસ્ત થયલા હોવાથી દેશના વહીવટમાં સુધારો કરવાનો તેમને વખત મળ્યો નહિ. તેમ છતાં મોગલ રાજ્યની ચઢતીના વખતમાં પણ પાશ્ચાત્ય પ્રદેશોની રૂઢી પ્રમાણેના ફોજદારી

અથવા દિવાની કાયદા દેશમાં નહોતા. હિંદુસ્તાનની જુદી જુદી જાતો પોતપોતાના રીત રિવાજ ઉપર અને ખાસ સંસ્થાઓ ઉપર આધાર રાખી પોતાનો વહીવટ ચલાવતા. ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના અમલની શરૂઆતમાં જૂની ઢબમાં રેગ્યુલેશન બહાર પાડવાનો રવૈયો હતો. પાછળથી કલકત્તા સરકાર તરફથી કેટલાક અગત્યના ધારા બાંધવામાં આવ્યા હતા. પણ જેમ જેમ નવા પ્રદેશો બ્રિટિશ અમલમાં આવતા ગયા તેમ તેમ તેને ગવર્નર જનરલે નોન–રેગ્યુલેશન પદ્ધતિ પ્રમાણે પોતાની દેખરેખ હેઠળ રાખ્યા અને ધીરે ધીરે જૂના કાયદા પ્રમાણે ત્યાં વહીવટ ચલાવવાનું જારી કર્યું.

એથી જ્યારે સને ૧૮૫૭નો બળવો અસરકારક રીતે દાબી દેવામાં આવ્યો ત્યારે રાજ્યનું બંધારણ ફરીથી નવેસર ગોઠવવાની જરૂર જણાઈ. સને ૧૮૫૮માં પસાર થયેલા પાર્લામેન્ટના એકટની રૂએ હિંદુસ્તાનના કામકાજ ઉપર જે સત્તા કોર્ટ ઓફ ડાયરેકટરો અને રાજ્યના કેટલાક પ્રધાનો ચલાવતા હતા તે સઘળી સેક્રેટરી ઑફ સ્ટેટ ઇન કૌન્સિલના હાથમાં ગઈ; અને ઇસ્ટ ઇન્ડીઆ કંપની હસ્તકનાં દરીઆઈ ફોજ તથા લશ્કર બાદશાહી નોકરીમાં હોય એમ ગણાયું. સને ૧૮૬૧માં હિંદુસ્તાનની કૌન્સિલ સુધારણા બાબતના એકટ અન્વયે ગવર્નર જનરલની એક્ઝીક્યુટીવ કૌન્સિલના બંધારણમાં ફેરફાર થયો અને આખા હિંદુસ્તાન માટે કાયદા બાંધનારી કૌન્સિલ ગવર્નર જનરલના વડપણ હેઠળ સ્થપાઈ અને તેવીજ કૌન્સિલો, મદ્રાસ, મુંબઈ અને કલકત્તામાં દરેક ઇલાકા માટે મુકરર થઈ. ફોજદારી અને દીવાની કાયદા બંધાયા; લાંબા કાળથી ચાલી આવેલી રૂઢીઓ તથા રીત રિવાજને અદાલતોએ માન્ય રાખી કાયદા પ્રમાણે તેમનો અમલ કરવા ફરમાવવામાં આવ્યું; દરેક ઇલાકા અથવા પ્રાંતની સ્થિતિ અનુસાર જમાબંધી ઠરાવવામાં આવી; દેશમાં સર્વત્ર રેલ્વે, તાર વગેરે

દાખલ થઈ ગયાં; અને તેને લીધે દેશનો વેપાર સપાટાબંધ વધતો ગયો. ખેતીવાડીને મદદ કરવા માટે મોટી મોટી નહેરો બાંધવામાં આવી છે, અને હરેક પ્રકારે દેશ આબાદ થાય એવા સુધારા દાખલ થયા છે. કેળવણીના પ્રસારથી અજ્ઞાનતા દૂર થતી જાય છે. આ સઘળા પ્રતાપ બ્રિટિશ અમલના છે. ટુંકમાં આ સમયે ઈંગ્લંડ અને હિંદુસ્તાન એ બન્ને દેશો એવી રીતે જોડાઈ રહેલા છે કે તેમનું છુટા પડવું એ બેઉ માટે જોખમકારક છે.

# પરિશિષ્ટ क.

## મહારાણી વિકટોરિયાનો ઢંઢેરો.

અલ્હાબાદ, સોમવાર તા. ૧ નવેમ્બર ૧૮૫૮.

મલિકા માઆઝમા ઈંગ્લિસ્તાન એઓની તરફથી હિંદુસ્તાનના રાજા રજવાડા, સરદારો અને સામાન્ય પ્રજાને હેઠળ લખેલો ઢંઢેરો પ્રસિદ્ધ કરવા માટે ગવર્નર જનરલ સાહેબ બહાદુરને હુકમ મળ્યો છે.

**હિંદુસ્તાનના રાજા રજવાડા, સરદારો અને સામાન્ય પ્રજાને મલિકા માઆઝમા દરઈજલાસ કૌન્સિલનો ઢંઢેરો.**

**વિકટોરિયા**—ઈશ્વરની કૃપાથી ગ્રેટબ્રિટન તથા આયરલંડના સંયુક્ત રાજ્યની, તથા એ રાજ્યના તાબાના યુરોપ, એશિયા, આફ્રિકા, અમેરિકા અને ઓસ્ટ્રેલેશિયામાં આવેલાં વસાહતી તથા ઉપર રાજ્યોની **મલીકા માઆઝમા** તથા ધર્મસંરક્ષક.

આજ પર્યંત હિંદુસ્તાનમાંના મુલકનો રાજકારભાર અમારી વતી ઑનરેબલ ઈસ્ટ ઈન્ડીઆ કંપની ચલાવતી હતી તે અમારે પોતેજ

ચલાવવો એવું કેટલાંએક મહત્વનાં કારણોથી પાર્લામેન્ટમાં એકઠા મળેલા સ્પિરિચ્યુઅલ તથા ટેમ્પોરલ લૉર્ડ્સ, અને કોમન્સ એમની સલાહથી તથા અનુમતિથી અમોએ ઠરાવ્યું છે.

વાસ્તે અમો હવે આ જાહેરનામાથી જણાવીએ છીએ તથા જાહેર કરીએ છીએ કે ઉપર કહેલી સલાહ તથા અનુમતિ અનુસાર સદરહુ રાજકારભાર અમોએ અમારા હાથમાં લીધો છે; અને સદરહુ મુલકમાંની અમારી સર્વ પ્રજાને આથી ફરમાવીએ છીએ કે અમારી સાથે, અમારા વારસો તથા જાયનિશીનો સાથે તમોએ ઇમાનદારીથી તથા સાચા પ્રજાધર્મ પ્રમાણે ચાલવું; અને સદરહુ મુલકનો રાજકારભાર અમારે નામે તથા અમારી તરફથી ચલાવવા સારૂ હવે પછી વખતો વખત જેની જેની અમો નિમણુક કરવાનું યોગ્ય ધારીએ તે તે અધિકારીઓનો હુકમ તમોએ માનતા જવું.

અમો અમારા ઘણા વિશ્વાસુ અને વ્હાલા મંત્રી ચાર્લ્સ જૉન વાઇકૌન્ટ કેનિંગ સાહેબની ઇમાનદારી, યોગ્યતા તથા ડહાપણ ઉપર પૂરો વિશ્વાસ અને ભરોંસો રાખીને તેઓને, એટલે સદરહુ વાઇકૌન્ટ કેનિંગ સાહેબને, સદરહુ મુલકના અમારા પહેલા વાઇસરૉય તથા ગવર્નર જનરલ ઠરાવીએ છીએ તથા નિમીએ છીએ; અને અમારે નામે સદરહુ મુલકનો રાજકારભાર ચલાવવાને, તેમજ એક મુખ્ય સ્ટેટ સેક્રેટરીની મારફતે જે જે હુકમો અને વટહુકમો તેમને વખતોવખત મળે તે પ્રમાણે દરેક બાબતમાં અમારે નામ તથા અમારી તરફથી વહીવટ કરવાનો એઓને અધિકાર આપીએ છીએ.

ઑાનરેબલ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ હાલમાં મુલકી તેમજ લશ્કરી કામ ઉપર જે જે આસામીઓને નિમેલા છે તે સર્વેને તે તે કામ ઉપર અમો આથી કાયમ કરીએ છીએ. આ બાબતમાં ભવિષ્યમાં અમારી મરજી અન્વય અને જે કાયદા તથા કાનુન અમો ઠરાવીએ તે અન્વય ફેરફાર થશે.

અમો આથી હિંદુસ્તાનના રાજા રજવાડાઓને જાહેર કરીએ છીએ કે તેઓની સાથે ઑનરેબલ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ પોતે કર્યા હશે અથવા તેના હુકમ અન્વયે થયાં હશે તે સર્વ તહનામાં તથા કરારનામાં અમારે કબુલ છે, અને તે સર્વ અમો લક્ષપૂર્વક પાળીશું. એજ પ્રમાણે રાજા રજવાડાઓ પણ એ તહનામાં તથા કરારનામાં પાળશે એવી આશા રાખીએ છીએ.

અમારા હાલના તાબાના મુલકમાં વધારો કરવા અમારી મુદ્દલ ઇચ્છા નથી; અને અમારા મુલક ઉપર અથવા હક ઉપર તરાપ મારવા કોઈ યત્ન કરશે તો અમો તેને સજા કર્યા વિના રહીશું નહિ, તેમજ બીજાના મુલક અથવા હક ઉપર તરાપ મારવાનું અમો કદી મંજુર કરીશું નહિ. જે પ્રમાણે અમો અમારો અધિકાર, દરજ્જો અને મરતબો સંભાળીએ છીએ તેવીજ રીતે હિંદુસ્તાનના રાજા રજવાડાંના અધિકાર, દરજ્જા અને મરતબો સંભાળીશું, અને અમે ઇચ્છીએ છીએ કે તેઓ તેમજ અમારી પ્રજા દેશની શાંતિ અને સારા પ્રકારની રાજ્યવ્યવસ્થાથી થતી આબાદાની અને સાંસારિક વૃદ્ધિ ભોગવે.

અમારી અન્ય પ્રજાની બાબતમાં જે રાજધર્મ અમો આવશ્યક માનીએ છીએ તેજ રાજધર્મ હિંદુસ્તાનમાંના અમારા મુલકની રૈયત તરફ પાળવા અમે બંધાયલા ગણીએ છીએ; અને ઇશ્વર કૃપાથી તે સર્વ વાસ્તવિક રીતે તથા અંતઃકરણથી પાળીશું.

ખ્રિસ્તી ધર્મના ખરાપણા ઉપર દૃઢ વિશ્વાસ રાખી અને ધર્મના યોગથી મળતા આશ્વાસન માટે ઇશ્વરનો આભાર માની અમો જણાવીએ છીએ કે અમારી રૈયતમાંના કોઇના ઉપર અમારા ધર્મના સિદ્ધાંતો માનવા દબાણ કરવાનો અમને અધિકાર નથી, તેમજ તેવી ઇચ્છા પણ નથી. ધર્મસંબંધી વિચાર અથવા આચરણને લીધે કોઈ પણ પ્રકારે કોઇની તરફદારી થાય નહિ, કોઈને ઇજા થાય નહીં, અને

કોઈને દુઃખ થાય નહિ, પણ કાયદાનું રક્ષણ સર્વને સમાન રીતે અને નિષ્પક્ષપાતપણે મળે એવી અમારી આજ્ઞા છે; અને અમારા સર્વ અધિકારીઓને અમારી સખત તાકીદ છે કે અમારી રૈયતની ધર્મની માન્યતામાં અથવા ભક્તિમાં કોઈ પણ પ્રકારે હાથ ઘાલવો નહિ; એમ છતાં કોઈ હાથ ઘાલશે તો તેના ઉપર અમારી મોટી ઈતરાજી થશે.

વળી અમારી એવી આજ્ઞા છે કે અમારી રૈયતમાં જે કોઈ પોતાની વિદ્યા, બુદ્ધિ અને પ્રામાણિકપણાને લીધે અમારી નોકરીના ઓદ્ધાઓને લગતી ફરજ અદા કરવાને લાયક હોય તેને, બને ત્યાં સુધી, છૂટથી અને નિષ્પક્ષપાત રીતે ન્યાત જાત અથવા ધર્મના કંઈ પણ બાધ વિના તે હોદ્ધાઓ આપવા.

પોતાના વડીલો તરફથી વારસામાં મેળવેલી જમીન ઉપર હિંદુસ્તાનના લોકોની પ્રેમની લાગણી કેવી છે તે અમો જાણીએ છીએ. અને તે તરફ માનથી જોઈએ છીએ, અને રાજ્યનું ન્યાયપૂર્વક કંઈ લહેણું હશે તેને અવલંબીને તેઓના જમીન ઉપરના સઘળા હકોનું રક્ષણ કરવાની અમો ઇચ્છા રાખીએ છીએ, અને આજ્ઞા કરીએ છીએ કે સામાન્ય રીતે કાયદા બાંધવા તથા અમલમાં મૂકવામાં હિંદુસ્તાનના હકો, રીત અને રિવાજો ઉપર યોગ્ય રીતે નજર રાખવી.

જે લોભી માણસોએ ખોટા ગપાટાથી પોતાના સ્વદેશ બંધુઓને છેતરી તેમને હુલ્લડ મચાવવા ઉશ્કેર્યા છે તેમનાં કૃત્યોથી હિંદુસ્તાન ઉપર જે સંકટ અને દુઃખ આવી પડયાં છે તે માટે અમો અત્યંત દીલગીર છીએ. લડાઈના મેદાન ઉપર એ હુલ્લડો દાબી દેવામાં અમારી શક્તિનો ઉપયોગ થયો છે, અને જેઓ આ પ્રમાણે ખોટે માર્ગે દોરવાઈ ગયા છતાં પુનઃ યોગ્ય રીતે ચાલવા ઇચ્છે છે તેઓના ગુન્હા માટે માફી બક્ષી તેઓ તરફ દયા બતાવવા અમો ઇચ્છા રાખીએ છીએ.

વધારે ખુનરેજી અટકે તથા હિંદુસ્તાનના અમારા મુલકોમાં સત્વર શાંતિ પ્રસરે એવા હેતુથી અમારા વાઇસરૉય અને ગવર્નર જનરલે એક પ્રાંતમાં તો છેલ્લાં દુઃખદાયક તોફાનમાં અમારાં રાજ્ય સામે ગુન્હો કરવા માટે અપરાધી ઠર્યા હોય તેવામાંના ઘણા માણસોને, કેટલીક સરતે, માફી મળશે એવી આશા પણ બતાવી છે, અને જેઓને તેમના ગુન્હાના ગંભીરપણાને લીધે માફી નહિ મળશે તેમને કેવા પ્રકારની શિક્ષા થશે તે પણ ઠરાવ્યું છે. અમારા વાઇસરૉય અને ગવર્નર જનરલનું સદરહુ કામ અમો પસંદ કરીએ છીએ અને મંજુર કરીએ છીએ, અને તે ઉપરાંત હેઠળ મુજબ જાહેર કરીએ છીએઃ—

બ્રિટિશ રૈયતનાં ખુન કરવામાં પ્રત્યક્ષ ભાગ લેવા માટે જેઓ અપરાધી ઠર્યા હોય અથવા હવે પછી ઠરે તે સિવાય સઘળા ગુન્હેગારો ઉપર દયા કરવામાં આવશે. પહેલા કહેલા ગુન્હેગારોની બાબતમાં દયા બતાવવી ન્યાય વિરૂદ્ધ છે.

ખુનીઓને તેઓ ખુની છે એમ જાણ્યા છતાં, રાજીખુશીથી જેઓએ આશ્રય આપ્યો હશે અથવા બળવામાં અગ્રેસર તરીકે ભાગ લીધો હશે તેમને જીવતદાન સિવાય બીજી ખાતરી આપી શકાતી નથી; પરંતુ આવા માણસોને શિક્ષા કરતી વખતે કેવા સંજોગોમાં તેઓ બેઇમાન થવાને પ્રવૃત્ત થયા હતા તે તરફ પૂર્ણ લક્ષ આપવામાં આવશે, અને લુચ્ચા માણસોએ ઉડાવેલા જુઠા ગપાટા અવિચારીપણામાં ખરા માની લેવાને લીધે ગુન્હો કરવાને કોઈ દોરવાયા હતા એમ દેખાશે તો તેઓની બાબતમાં રહેમ નજર બતાવવામાં આવશે.

એ સિવાયના સઘળા માણસો, જેઓએ સરકાર વિરૂદ્ધ હથીઆર ઉપાડયાં હશે, તેઓ સઘળા ઘેર પાછા ફરી સ્વસ્થપણે પોતપોતાનો ધંધો શરૂ કરે તો અમારી વિરૂદ્ધ, અમારા તાજ વિરૂદ્ધ અને અમારા દરજજા વિરૂદ્ધ તેઓએ કરેલા સઘળા ગુન્હા વીસરી

જઈ તેઓને વગર સરતે માફી અને ક્ષમા બક્ષવામાં આવશે એવું અમો વચન આપીએ છીએ.

આવતા જાનેવારી માસની પહેલી તારીખ અગાઉ આ માફી અને ક્ષમાની સરતો જે સઘળા કબુલ કરે તેઓને તે પ્રમાણે માફી આપવી એવી અમારી ઇચ્છા છે.

ઈશ્વર કૃપાથી દેશમાં પુનઃ સ્વસ્થતા થાય એટલે હિંદુસ્તાનના ઉદ્યોગને ઉત્તેજન આપવું, સાર્વજનિક ઉપયોગનાં અને કલ્યાણનાં કામોની વૃદ્ધિ કરવી, અને ત્યાં વસતી અમારી સઘળી રૈયતના લાભ અર્થે રાજ્ય અમલ ચલાવવો એવી અમારી અંતઃકરણ પૂર્વક ઇચ્છા છે. તેઓની આબાદીની એજ અમારૂં સામર્થ્ય, તેઓનો સંતોષ એજ અમારા રાજ્યની મજબુતી અને તેઓની કૃતજ્ઞતા એજ સૌથી સારામાં સારૂં એમ અમો માનીએ છીએ; અને સર્વ શક્તિમાન ઈશ્વર અમને અને અમારા હાથ હેઠળ સત્તા ભોગવનારને અમારી રૈયતનાં ભલાં માટેની અમારી આ ઇચ્છાઓ બર લાવવા સામર્થ્ય આપે એવી અમારી પ્રાર્થના છે.



# ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી પ્રસિદ્ધ થયેલાં ઇતિહાસનાં પુસ્તકો.

**ઈંગ્લાંડની ઉન્નતિનો ઇતિહાસ**—કર્તા રાવ બહાદુર કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ. "વાંચનારને વિચાર કરવાની ટેવ પડી છે તેને તો આ ગ્રંથ ઘણો રસિક લાગ્યા વિના રહેશે નહિ." લાઇબ્રેરી માટે મંજૂર. પૃ. ૭૩૬. કીંમત **રૂપિયા બે.**

**ગ્રીસ દેશનો ઇતિહાસ**—( મી. સ્મીથના ઇંગ્રેજી પુસ્તક પરથી.) કર્ત્તા, રાવસાહેબ મહીપતરામ રૂપરામ નીલકંઠ. સી. આઇ. ઇ. પૃ. ૩૮૦ ( નકસા સહિત ) કીંમત **ચૌદ આના.**

**ગુજરાતનો ઇતિહાસ—પ્રાચીન અને અર્વાચીન**—(મુંબઇ સરકારે રચાવેલાં ગેઝીટીઅર અને બીજાં વિવિધ સાધનો પરથી તૈયાર કરનાર ). કર્ત્તા, રાવસાહેબ ગોવિંદભાઈ હાથીભાઇ, બી. એ. એલ. એલ. બી. ઈનામ અને લાઇબ્રેરી માટે મંજૂર, આવૃત્તિ બીજી ભાગ—૧ કીંમત **બાર આના.** આવૃત્તિ બીજી ભાગ—૨ કીંમત **એક રૂપિયો.**

**જગતનો અર્વાચીન ઇતિહાસ**—કર્તા, રા. સા. જમીઅતરામ ગૌરીશંકર શાસ્ત્રી બી. એ. ઇનામ અને લાયબ્રેરી માટે મંજૂર પૃ. ૬૯૬. કીંમત **રૂ. બે.**

**દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ**—(સુપ્રસિદ્ધ સાક્ષર વિદ્વાન ડૉક્ટર ભંડારકરના કીમતી પુસ્તકનો ગુજરાતીમાં અનુવાદ) કર્તા, રા. રા. નવનિતરાય નારાયણ મહેતા, બી. એ. એલ. એલ. બી., પૃ. ૨૬૦ કીંમત **દશ આના.**

**પ્રાચીન ભારત.** ભા. ૧ લો—( બાબુ રોમેશચંદ્ર દત્ત કૃત Ancient India એ નામના ઇંગ્રેજી પુસ્તક ભાગ ૧ નો અનુવાદ. ) કર્તા, રા. રા. લક્ષ્મીશંકર મોરારજી ભટ્ટ, બી. એ. ઇનામ અને લાઇબ્રેરી માટે મંજૂર, પૃ. ૨૭૨ કીંમત **બાર આના.**

**પ્રાચીન ભરતખંડનો મહિમા**—કર્તા, સ્વ. નારાયણ હેમચંદ્ર. પૃ. ૨૨૪. કીંમત **આઠ આના.**

**ફ્રેન્ચ રેવોલ્યુશન યાને ફ્રાન્સ દેશ માંહેલી રાજ્યની ઉથલપાથલનો ઇતિહાસ.** ( મરાઠી પરથી ભાષાંતર ) કર્ત્તા રા. રા. ચુનીલાલ બાપુજી મોદી, ઇનામ અને લાઇબ્રેરી માટે મંજૂર. આવૃત્તિ બીજી. પૃ. ૨૦૦ કીંમત **બાર આના.**

**બ્રિટીશ હિંદુસ્તાનનો આર્થીક ઇતિહાસ. ( ભાગ ૧ લો. અને ભાગ ૨ જો. )**—કર્ત્તા, રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, બી. એ., એલ. એલ. બી. પાકું સોનેરી પુઠું, પુસ્તક ૧ લું. પૃ. ૩૯૬. કીંમત **બાર આના.** પુસ્તક ૨ જું. પૃ. ૫૬૪ કીમત **એક રૂપિયો.**

**બ્રિટીશ રિયાસત** પૂર્વાર્ધ–( સર દેસાઇકૃત મરાઠી પુસ્તક હિંદુસ્તાનનો આર્વાચીન ઇતિહાસ ભાગ ૩ જાનો અનુવાદ ). કર્ત્તા, રા. રા. ચંપકલાલ લાલભાઇ મહેતા, બી. એ. એલ.એલ. બી. આ પુસ્તકમાં ઇસ્ટ ઇંડિયા કંપનીની શરૂઆતથી તે બ્રિટીશ રાજ્ય સ્થાપનાનો આરંભ–સન ૧૭૭૩ સુધીનો અહેવાલ આપેલો છે. પૃ. ૭૦૪ કીમત **દોઢ રૂપિયો.**

**મરાઠી સત્તાનો ઉદય** ( જસ્ટીશ રાનાડેના સુપ્રસિદ્ધ ગ્રંથનો અનુવાદ. ) મી. કરીમઅલી રહીમભાઇ નાનજીઆણી, બી. એ. પૃ. ૨૨૪. કીંમત **દશ આના.**

**મુસલમાનોની રાજકીય તથા વિદ્યા સંબંધી ચઢતીનો ઇતિહાસ** અને તેમની પડતીના કારણો ( ઉર્દૂ પરથી ) કર્તા, મી. મહેબુબમિયાં ઇમામબક્ષ કાદરી, બી. એ. એલ. એલ. બી. ઇનામ અને લાઇબ્રેરી માટે મંજૂર. પૃ. ૭૦ કીંમત **બે આના.**

**રાસમાળા. ભા. ૧ અને ભા. ૨** ( ગુજરાતના ઇતિહાસનું

એક અપૂર્વ પુસ્તક ) કર્તા, રા. રા. રણછોડભાઇ ઉદયરામ. ( બીજી આવૃત્તિ પુનઃ શોધિત તથા વૃદ્ધિત—રા. મનસુખરામ કૃત ફાર્બસ જીવન ચરિત્ર સહિત, ) ઇનામ અને લાઇબ્રેરી માટે મંજૂર. બીજી આવૃત્તિ. કીંમત રૂપિયા બે. ( દરેક ભાગના )

**રૂશિયા**—( રૂસરાજ્યનું સંક્ષિપ્ત ઐતિહાસિક વર્ણન, બંગાળી-પરથી ) કર્તા. રા. રા. કૃપાશંકર દોલતરામ. પૃ. ૧૦૮. કીંમત **છ આના.**

**લંકાનો ઇતિહાસ**—( મરાઠીપરથી ભાષાંતર. ) કર્તા, રાવ સાહેબ પરમાનંદભાઈ ભોળાભાઇ પારેખ, પૃ. ૧૩૬. કીંમત **ત્રણ આના.**

**વિક્રમાંક દેવ ચરિત્ર**—(કાશ્મીરક ભટ્ટ બિલ્હણ કવિ કૃત—ઐતિહાસિક કાવ્ય ગ્રંથ.) કર્ત્તા, સ્વ. વલ્લભજી હરિદત્ત આચાર્ય. પૃ. ૧૯૨. કીંમત **બાર આના.**

**સુરત માંડવીનું દેશી રાજ્ય યાને માંડવીનો પુરાતન ઇતિહાસ.** કર્ત્તા, મી. રહેમાનખાં કાલેખાં તલાટી ઇનામ અને લાઇ-બ્રેરી માટે મંજુર. પૃ. ૧૧૭ કીંમત **આઠ આના.**

**હિંદની રાજ્ય વ્યવસ્થા અને લોક સ્થિતિ.** કર્ત્તા. રા. રા. બળવંતરામ મહાદેવરામ મહેતા. પ્રાણી વર્ણન, વેણી સંહાર વગેરેના લેખક, પૃ. ૭૧૬. કીંમત **સવા રૂપિયો.**

**હિંદુસ્તાનમાં ઇંગ્રેજી રાજ્યનો ઉદય**—( મી. લાયલ કૃત "Rise of the British Dominion in India" એ ના-મના પુસ્તકો અનુવાદ ) કર્ત્તા, રા. રા. ચંપકલાલ લાલભાઇ મહેતા બી. એ. એલ. એલ. બી. પૃ. ૧૪૪ કીંમત **છ આના**

## ચરિત્રનાં પુસ્તકો.

**અકબર ચરિત્ર**—( મહાન મોગલ શહેનશાહ—હિંદુ અને મુસ-લમાન કોમોની સમાન પ્રીતિ સંપાદન કરનારનું જીવન—વૃત્તાંત ) કર્તા,

રાવસાહેબ મહીપતરામ રૂપરામ નીલકંઠ સી. આઈ. ઇ. ઇનામ અને લાઇબ્રેરી માટે મંજૂર. આવૃત્તિ છઠ્ઠી. પૃ. ૧૯૨ કીંમત **આઠ આના.**

**ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરનું જીવન ચરિત્ર**—(સુપ્રસિદ્ધ બંગાળી વિદ્વાન વિદ્યાસાગર, જે દયાસાગરને નામે ઓળખાય છે, તેનું બંગાળી પરથી જીવન વૃત્તાંત.) કર્તા, રા. રા. કૃપાશંકર દોલતરામ ત્રવાડી. પૃ. ૨૧૦. કીંમત **નવ આના.**

**ઉદ્યોગી પુરૂષો**—(અર્થાત્ ઉદ્યોગી પુરૂષોનાં જીવન ચરિત્ર.) સંગ્રહ કર્તા, સ્વ. નારાયણ હેમચંદ્ર. આવૃત્તિ બીજી. પૃ. ૯૨. કીંમત **ચાર આના.**

**કુમારી કાર્પેન્ટરનું જીવન ચરિત્ર**—(પરોપકારી બાઈ) રા. સ. દેવરામ શિવરામ દ્વિવેદી. પૃ. ૧૪૪. કીંમત **ત્રણ આના.**

**જાવજી દાદાજી ચોધરીનું જીવન ચરિત્ર**—(જાણીતા નિર્ણયસાગર પ્રેસના સ્થાપક અને માલિકનું જીવન વૃત્તાંત.) કર્તા, રા. રા. છગનલાલ વિદ્યારામ રાવળ. પૃ. ૪૦ કીંમત **બે આના.**

**ડિમોસ્થિસનું જીવન ચરિત્ર**—(મરાઠી પરથી) કર્તા, રા. રા. પરમાનંદદાસ ભોળાભાઇ પારેખ. ડિમોસ્થેવિસે ધૈર્ય, સહનશક્તિ, અંગ મહેનત અને મહત્ ઇચ્છા એ ગુણો વડે વક્તૃત્વમાં જે રાજ પદવી મેળવી છે તે કોઇનાથી પણ આજ સુધી ખુંચી લેઇ શકાઇ નથી.” (વધુ માટે જુઓ જીવન ચરિત્ર) પૃ. ૯૬. કીંમત **બે આના.**

**ધાર્મિક પુરૂષો**—(એટલે કેટલાંક ધાર્મિક પુરૂષોનાં જીવન ચરિત્રો.) કર્તા સ્વ. નારાયણ હેમચંદ્ર પૃ. ૯૬. કીંમત **ચાર આના.**

**નામાંકિત નારીઓ**—(પારસી બાનુ લેખકોનો સ્ત્રી ઉપયોગી ગ્રંથ. પાશ્ચાત્ય સ્ત્રીઓનાં ગુણાદર્શ ચારિત્રો.) લેખક દાવર બહેનો. આ પુસ્તકમાં જગપ્રસિદ્ધ મહારાણી વિકટોરીયા, લેડી જેન ગ્રેન, મેરિયા થેરીસા, મેરી એનટોઇનેટ, ફ્રાન્સની પ્રિન્સેસ મેરી થેરીસા વગેરેનાં ચરિત્રોનો સમાવેશ કર્યો છે. કીંમત **છ આના.**

**પ્રખ્યાત સ્ત્રીઓનાં ગુણ કીર્તન**—કર્તા, સ્વ. નારાયણ હેમચંદ્ર. પૃ. ૧૭૨. કીંમત **ચાર આના.**

**પાર્વતીકુંવર ચરિત્ર**—(ઇનામી કાવ્ય.) કર્તા, કવિ ગણપતરામ રાજારામ ભટ્ટ. ઇનામ અને લાઇબ્રેરી માટે મંજૂર. આવૃત્તિ બીજી. પૃ. ૬૦. કીંમત **ત્રણ આના.**

**પ્રેસિડન્ટ લિંકનનું જીવન ચરિત્ર.** (અમેરિકાના પ્રજાસત્તાક રાજ્યના નામાંકિત પ્રેસિડન્ટ) કર્ત્તા. રા. રા. મણિશંકર રતનજી ભટ્ટ બી. એ., પૃ. ૨૦૪. કીંમત **બાર આના.**

**ફાર્બસ જીવન ચરિત્ર અને વિરહ**—કર્ત્તા, રા. રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, ઇનામ અને લાઇબ્રેરી માટે મંજૂર. બીજી આવૃત્તિ. પૃ. ૮૪. કીંમત **છ આના.**

**ફ્રાન્સીસ બેકનનું જીવન ચરિત્ર**—અંગ્રેજી પુસ્તકોના આધારે.) કર્તા, રા. રા. મોતીલાલ છોટાલાલ દેસાઇ. બી. એ. એલ. એલ. બી. ઇનામ અને લાઇબ્રેરી માટે મંજૂર. પૃ. ૩૯૨. કીંમત **સવા રૂપિયો.**

**બેન્જામિન ફ્રાંકિલન**—(ઇંગ્રેજી પરથી.) કર્તા. રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ, બી. એ. એલ. એલ. બી. ઇનામ અને લાઇબ્રેરી માટે મંજૂર. પૃ. ૩૫૨. કીંમત **એક રૂપિયો.**

**રાજારામ મોહનરાયનું જીવન ચરિત્ર**—(બંગાળી આદ્ય સુધારક) (બંગાલી ગ્રંથને આધારે ભાષાંતર) કર્તા, રા. રા. કૃપાશંકર દોલતરામ ત્રવાડી. પૃ. ૨૫૬ કીંમત **એક રૂપિયો.**

આ સિવાય સોસાઇટીએ પ્રસિદ્ધ કરેલાં પુસ્તકોની વિસ્તારથી હકીકત **મોટા કેટલોગમાં** આપવામાં આવી છે–તે **આસિ. સેક્રેટરી, ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી, ભદ્ર, અમદાવાદ** એમને **એક પત્ર લખેથી મફત મોકલી આપવામાં આવશે.**